સદ્વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • જુલાઈ-૨૦૧૨ • અંક-૭

પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

સદ્‌ગુરુ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી

સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર-૨૦૧૨

પૂજ્ય સ્વામીજી સાથે કથાના યજમાનશ્રીઓ, ઈસ્ટ લંડન

કથા શ્રવણ કરવા પધારેલા ભક્તજનો, ઈસ્ટ લંડન

'આપણો વારસો' કાર્યક્રમમાં પધારેલા ભક્તજનો, કાર્ડિફ

ગુરુપૂજનમાં પધારેલા ભક્તજનો, લંડન

પૂજ્ય સ્વામીજી સાથે કથાના યજમાનશ્રીઓ, હેરો

કથા શ્રવણ કરવા પધારેલા ભક્તજનો, હેરો

પૂજ્ય સંતો સાથે બાલ-યુવક મંડળના સભ્યો, હેરો

સત્સંગ સભા, લેસ્ટર

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૭, જુલાઇ - ૨૦૧૨, અંક-૭

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| **પ્રકાશક** | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| **તંત્રી** | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| **સંપાદક** | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| **કલા સંયોજન** | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ |
| **વ્યવસ્થાપન** | : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી |
| **તસ્વીર** | : જી. વિઝન |
| **મુદ્રક** | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org


## એવા નુગરાનો નેડો રે

એવા નુગરાનો નેડો રે સાધો મેલીએ જી રે
નુગરાના ભરુંસા નવ થાય...
એવા રેતીમાં મોતીડા નવ વાવીએ જી રે
મૂરખ માણસ ઈ કે'વાય...એવા
એવા સાકરના પાણીડા મરને સીંચીએ જી રે
કડવા મીઠાં નો રે થાય...એવા
એવા પત્થરા રે પીગળે નહી જોને પાણીએ જી રે
કાળમીંઢ તોડ્યા નો રે તોડાય...એવા
એવા જાણતલ જોગીડા જોને ચેતવે જી રે
વારિ વલોવ્યે શું થાય...એવા
એવો માધવ કે નુગરાની નજરું કૂડીયુ જી રે
જીવન નજરાતા જાય... એવા
જીવન ખારે દરિયે જાય...

- સ્વામી માધવપ્રિયદાસજી

# સદ્‌ગુરુ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી જીવન કવન

## ભાગ્યવંતી ભોમકા

સૌરાષ્ટ્રની ખારાપાટની ભૂમિને મીઠી મધ જેવી બનાવવામાં જે સંતો, ભક્તો અને શૂરવીરોનાં નામ ઈતિહાસને પાને અંકાયા છે તેમાં શેત્રુંજી અને સાતલ્લી નદીઓનાં સંગમના પૂર્વકાંઠે વળાંક પાસે વસેલા ગામનું સાર્થક નામ વાંકિયા પડેલું છે. આ વાંકિયા ગામમાં જ નિરાવરણ દૃષ્ટિવાળા મહામુક્ત રાજબાઈ પ્રગટ થયેલા અને સ્થિતપ્રજ્ઞ ભક્તરાજ શ્રી દેવરાજબાપા ઢુંમરની જનક વિદેહી જેવી સ્થિતિનાં કારણે અનેક મુમુક્ષુઓએ મોક્ષમાર્ગે પગરણ માંડેલા અને આ જ ગોકુળીયા ગામની ભૂમિમાં સમર્થ સંતવર્ય સદ્‌ગુરુ શ્રી નારાયણદાસજી સ્વામીએ જન્મ ધારણ કર્યો હતો.

આવા ગોકુળ સમાન ગામમાં સંવત્ ૧૯૨૦ની સાલમાં બાબાપુરથી આવીને વસેલા નંદાણીયા કુટુંબમાં એક મહામુક્તનો જન્મ થયો.

પિતા માવજીભાઈ અને માતા ડાહીબહેનની કુખે પ્રગટેલા મુક્તાત્માનું બાળપણનું નામ બેચર પાડેલું.

માવજીભાઈ નંદાણીયાનાં કુટુંબમાં સૌથી મોટા દીકરા બેચર, નાના દીકરા જીવાભાઈ તેમ જ લાડુ અને જાનું નામની બે દીકરીઓ પણ હતી.

બેચરભાઈ સ્વભાવથી ગરવા અને ગુણિયલ તેમજ સૌને ગમી જાય એવા હોવાથી તેમનું હુલામણું નામ "ગોવિંદ" પણ હતું.

આ ગુણિયલ અને દૈવી બાળક ગોવિંદનાં જન્મ પાછળ સંતોની કૃપાવાણી સમાયેલી છે.

## બાબાપુર ગામને ચોરે

સૌરાષ્ટ્રનાં ખારાપાટ વિસ્તારમાં આવેલ બાબાપુર ગામનાં પાદરમાંથી એકવાર સંતો પસાર થયા. સદ્‌ગુરુ કૃપાનંદ સ્વામી, સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી સાથેનાં સંતમંડળને નિહાળીને ગામનાં ભાવિકો શ્રી ગોપાળભાઈ અને શ્રી નાગજીભાઈ શેઠે સંતોને ગામમાં પધારવા આગ્રહ કર્યો. એ સમય સત્સંગનાં પ્રારંભનો હતો તેથી હજુ બાબાપુર ગામમાં સ્વામિનારાયણ ભગવાનનું મંદિર નહોતું. રામજી મંદિર એટલે ગામનાં ચોરે કોઈપણ સાધુ-સંતો ઉતારો કરી શકે. ભાવિક જનોનાં આગ્રહથી ગામમાં પધારેલા સંતોએ ચોરામાં આવીને ઉતારો કર્યો. સંતોની રીત પ્રમાણે કથાવાર્તા શરૂ કરી. ગામ લોકો સંતોની પાસે આવવા લાગ્યા. સંતો ભગવદ્ વાતો સાથે દારૂ, માંસ, ચોરી, વ્યભિચાર નિષેધ અંગેની સાદી અને સરળ ભાષામાં વાતો કરી રહ્યા હતા.

આ સમયે ગામનાં પટેલ રૂડાભાઈ ચોરાનાં પગથિયા ચડ્યા. એટલે ગોપાળભાઈ કાપડીયાએ એમનો સંતોને પરિચય કરાવ્યો. સંતોએ રૂડા પટેલને મીઠો આવકાર આપ્યો. પરંતુ સ્વામિનારાયણ ભગવાનનાં સાધુ વિષે પૂર્વગ્રહોથી પીડાઈ રહેલા રૂડા પટેલ તો ઘમંડી સ્વરમાં પૂછવા લાગ્યા, 'તમે અહીં કોને પૂછીને ઉતર્યા છો?'

સંત નમ્ર સ્વરમાં બોલ્યા "ભાઈ આ તો રામજી મંદિર છે, કોઈ પણ સાધુ-સંત માટે આ ઉતારો કહેવાય અને અમે પૂજારીને વાત કરીને અહીં ગામલોકોનાં આગ્રહથી ઉતર્યા છીએ."

'અરે આ ગામનો ધણી હું છું, કાંઈ પુજારી નથી. મને પૂછ્યા વિના તમે આ મારા ગામનાં ચોરે તો

શું ગામમાં જ કેમ પગ મુક્યો? અમારા ગામમાં સ્વામિનારાયણના મૂંડીયા ન જોઈએ. મૂંડિયાઓને અહીં પેસવાની જ સખત મનાઈ છે. ફરી સંતો વિનય પૂર્વક કહેવા લાગ્યા, ''અરે ભાઈ! એવો પક્ષપાત શા માટે? અમે તો ભગવાનની વાતો કરીને હમણાં જતા રહેશું, અને અમે તો જીવોને સન્માર્ગે વાળીએ છીએ, કોઈનું અહિત કરતા નથી.''

પરંતુ પટેલ તો સંતોની વાત ઉપર ધ્યાન આપ્યા વિના બબડવા લાગ્યા. 'તમે બધાં માણસોને ભરમાવો છો અને તમારા ભગત બનાવી દ્યો છો. તમારો સન્માર્ગ રાખો તમારી પાસે. અમારા ગામમાં તમારો નવો ધર્મ ન પોસાય માટે અત્યારે ને અત્યારે રવાના થઈ જાવ.'

અહંકારી અને જિદ્દી રૂડા પટેલને સહુ ઓળખતા હતા તેથી કોઈ કાંઈ બોલતું નહોતું. પોતાને લીધે ગામમાં કજીયો થાય એ ઠીક નહિ એવું માની નિર્માનીભાવે સંતો પોતાની ઝોળીઓ લઈને શ્રીજી મહારાજનું ભજન કરતાં કરતાં ત્યાંથી બીજે ગામ જવા ચાલી નીકળ્યા. બે-ચાર ભાવિકો પણ સંતોની સાથે ચાલવા લાગ્યા.

રૂડા પટેલ પોતાની જીત થઈ હોય એવા ભાવથી ગામનાં ચોરે ઊભા ઊભા જોઈ રહ્યા.

## શેત્રુંજીનાં સથવારે

વર્ષાઋતુનો સમય હતો. બાબાપુર ગામ છોડીને સંતો વાંકિયા ગામનાં માર્ગે ચાલતા શેત્રુંજી નદીનાં કાંઠે આવી પહોંચ્યા. ઉપરવાસમાં ખૂબ વરસાદને કારણે શેત્રુંજી નદીમાં ઘોડાપુર આવ્યું હતું. નદી ઉતરીને સામે કાંઠે જઈ શકાય તેમ નહોતું. ચારે બાજુ કાળા ડીબાંગ વાદળાની વણથંભી વણઝાર સાથે વીજળી સળાકા મારતી હતી. મેઘ ગર્જના સાથે મયુરોનાં કેકારવ ગુંજી રહ્યા હતાં.

નદી પાર કર્યા વિના આગળ વધી શકાય તેમ નહોતું તેથી હવે ક્યાં જવું એવી વિમાસણમાં સંતો અને ભાવિકો પડ્યા, ત્યારે જાણે ભગવાને કોઈ સહારો મોકલ્યો હોય તેમ એક આદમી ત્યાં આવ્યો અને સંતોને પ્રણામ કરીને પૂછપરછ કરી. સાથેનાં ભાઈઓએ બાબાપુર ગામનાં ચોરે ઘટેલી રૂડા પટેલની હરકતો કચવાતા મને કહી સંભળાવી.

આગંતુક ભાઈનું નામ બેચર પટેલ હતું. તેણે સંતોને પોતાનાં ઘેર પધારવા વિનંતી કરી અને કહ્યું ''હજુ પાણી ઉતરતાં ઘણીવાર લાગશે માટે મારું ઘર પાવન કરો.''

સંતો કહે ''ગામમાં પૂછ્યા વિના પગ મૂકવાની રૂડા પટેલે ના પાડી છે.''

બેચર પટેલ બોલ્યા ''એ પટેલ ગામનો ધણી છે મારા ઘરનો ધણી નથી, માટે આપ મારે ઘેર પધારો.''

પટેલના આગ્રહથી સંતો ફરી બાબાપુર ગામમાં પ્રવેશ્યા અને બેચર પટેલનાં ફળીયામાં ઉતારો કર્યો. સાયંકાળે આરતી-ધૂન-ભજન-કીર્તન-કથાવાર્તા કરીને હરિભજન કરતા સૌ પોઢી ગયા. વહેલી સવારે ફરી શૈત્રુંજી નદીનાં કાંઠે આવીને નાહી ધોઈને પૂજાપાઠ કરી સૌ બેઠા. નદીની રેતીમાં બેસીને સંતોએ સૌ ભાવિકો અને બેચર પટેલ આગળ ભગવાનની બળભરી વાતો કરી.

વાતો પૂરી થઈ ત્યારે નાગજીભાઈ શેઠે સ્વામીને કહ્યું ''આ અમારા ગામનો પટેલ રૂડો બહુ કુડો છે, ગરીબોને ખૂબ હેરાન કરે છે અને મન ફાવે એવા અનાચાર કરીને ઘણાં લોકોનાં દિલ દુભાવ્યા છે. એ પાપને કારણે એને ઘેર સંતાન જન્મીને મરી જાય છે, એક પણ છોકરું મોટું થયું નથી. આવા પાપીયાને ભગવાન કોઈ દિ માફ ન કરે.''

## સંતોની કૃપા

રૂડા પટેલનાં ઘેર સંતાન ઉજરતા નથી એવી વાત સાંભળીને સદ્‌ગુરુ કૃપાનંદસ્વામીનું હૃદય દ્રવી ઉઠ્યું. તરત જ શ્રીજી મહારાજને પ્રાર્થનાં કરતાં બોલી ઉઠ્યા કે 'મહારાજ એનાં ઘેર દીકરો આપે અને તે ગુણવાન બને.' સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ કૃપાનંદસ્વામીનાં આ અનુગ્રહ ભર્યા કૃપા વચનો ઝીલી લીધા અને બોલ્યા, 'મહારાજ એને મણિ જેવો ગુણિયલ પુત્ર આપશે.'

રૂડા પટેલની અવળાઈ પર અનુગ્રહની વર્ષા કરીને સંતો શેત્રુંજી નદી ઉતરીને વાંકિયા ગામ તરફ જવા ચાલતા થયા. સાથેનાં ભક્તજનો સંતોની આવી દરિયાવ દિલની ભવિષ્યવાણીને વાગોળતા ગામ તરફ પાછા ફર્યા.

ભગવાન અને સંતની કૃપા કેવી રીતે થાય તેને જીવ સમજી શકે નહિ. રૂડા પટેલનાં તુમાખી સ્વભાવ અને જોહુકમથી બાબાપુર ગામ ત્રાસી ગયું અને એક ઘટનાથી આખુ ગામ પટેલની વિરુદ્ધમાં બેસી ગયું. ગાયકવાડી રાજ હતું તેથી સૂબાને જાણ થતા બાબાપુર આવીને સમાધાન

કરાવ્યું. એ સમાધાનમાં રૂડા પટેલની પટલાઈ ઝૂંટવાઈ ગઈ. તેથી પોતાને અપમાનિત સમજીને રૂડા પટેલે બાબાપુર ગામનો ત્યાગ કર્યો અને વાંકિયા ગામ રહેવા આવ્યા.

આ વાંકિયા ગામમાં સંતોની કૃપાનાં પ્રતાપે રૂડા પટેલને ઘેર એક પુત્રરત્નનો જન્મ થયો. એ પુત્રનું નામ માવજી રાખ્યું. યોગ્ય સમયે માવજી ભાઇના ઘરે ગોવિંદ અર્થાત્ સંતવર્ય પુરાણી ગોપીનાથદાસજી સ્વામીનો જન્મ થયો. માવજીભાઈનાં પરિવારમાં ગોવિંદ, જીવો બે દિકરા અને લાડુ તથા જાનું બે દીકરીઓ હતી.

## ગોવિંદનું બચપણ

પુત્રનાં લક્ષણ પારણામાંથી એ ન્યાયે ગોવિંદની બાળપણની પ્રકૃતિ શાંત અને મળતાવડી હતી. ગામડા ગામમાં દેવ મંદિરમાં જવું, સાયંકાળે ચોરામાં ઝાલર-નગારા વગાડવા, ગામમાં થતાં ઉત્સવ પ્રસંગે ધૂન-ભજનમાં ઉત્સાહથી જોડાવું કથાવાર્તા સાંભળવી, સાધુ-સંતો પાસે બેસવું, મંદિરમાં સેવા કરવી વગેરે ક્રિયામાં ગોવિંદને વધારે રસ પડતો.

સદ્‌ગુરુ કૃપાનંદ સ્વામી અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનાં વિચરણથી પાવન થયેલી વાંકિયા ગામની ભૂમિમાં આ સંતોનાં કૃપાપાત્ર હરિભક્ત દેવરાજ બાપા હુંમર ઠાકોરજીની સેવા-પૂજા કરતા અને મંદિરમાં અખંડ ભજન-સ્મરણ, કથાવાર્તા કરતાં રહેતા.

આવા સ્થિતપ્રજ્ઞ અને પ્રભુમાં સ્થિતિવાળા ભક્તરાજ દેવરાજ બાપા પાસે બેસીને ગોવિંદ અવારનવાર વચનામૃતનું વાંચન કરે, દેવરાજ બાપા પાસેથી સત્સંગની વાતો સાંભળે, બાપાને રાજી કરવા મંદિરમાં બેસીને કીર્તનો ગાય, આ રીતે ગોવિંદનાં અંતરમાં સત્સંગનાં બીજ રોપાયા.

ગોવિંદનાં પિતા માવજીભાઈ આર્યસમાજનાં સિદ્ધાંતોથી આકર્ષાયેલા હતા તેથી પોતાનો દીકરો સ્વામિનારાયણનાં મંદિરે જઈને પૂજા-પાઠ-કીર્તન કરે તે તેમને ગમતું નહિ.

એક દિવસ નાનકડા ગોવિંદને બોલાવીને પિતા માવજીભાઈએ મંદિરે જવાની મનાઈ ફરમાવી દીધી, તો પણ પૂર્વ સંસ્કારોથી સત્સંગનાં રંગે રંગાયેલા ગોવિંદને મંદિરે દર્શન કર્યા વિના ચાલે નહિ. તેથી કોઈ ને કોઈ નિમિત્તે મંદિરે જઈને ભગવાન શ્રીહરિનાં દર્શન કરી લેતા.

## ભગવાનની મદદ મળી

એક દિવસ વાંકિયા ગામનાં રાઘવજીભાઈ માંદળીયાએ માવજીભાઈને પોતાનાં ખેતીકામમાં મદદગાર (સાથી) તરીકે ગોવિંદની માંગણી કરી. માવજીભાઈને ચાર સંતાનો હતા અને જમીન પણ ઓછી હતી તેથી ગોવિંદને રાઘવભાઈ માંદળીયાને ઘેર સાથી તરીકે મોકલવામાં કાંઈ મુશ્કેલી નહોતી. રાઘવભાઈ માંદળીયા સ્વામિનારાયણ ભગવાનનાં આશ્રિત સત્સંગી હતા અને તેમનાં કુટુંબમાં બધા સ્વામિનારાયણ સંપ્રદાયનાં નિયમ ધર્મ પાળતા હતા તેથી ગોવિંદને તો જાણે ભગવાને જ મદદ કરી હોય એવો ભાવ થયો અને પિતાની આજ્ઞાથી ગોવિંદ રાઘવભાઈ માંદળીયાનાં ખેતીકામમાં સાથી તરીકે જોડાયા. આ પરિવાર સાથે કામકાજમાં ભળી જઈને દરરોજ પૂજા-પાઠ-દેવદર્શન વગેરે આનંદથી કરવા લાગ્યા.

આર્યસમાજી પિતાની તાબેદારીમાંથી છૂટકારો મળ્યો અને સત્સંગી પરિવાર સાથે રહેવાનું મળ્યું તેથી ગોવિંદ તો દરરોજ રાતે મંદિરે જઈને દેવરાજબાપા પાસે બેસીને કથા વાર્તા સાંભળે અને સત્સંગની રસભરી બાબતોમાં ઊંડા ઉતરવા લાગ્યા. આ સમયે ગોવિંદની ઉંમર ૧૨ વર્ષની હતી.

## વસમો ઘાવ

એક દિવસ ગોવિંદભાઈ બળદ ગાડી ચલાવતા ખેતરથી ગામમાં આવતા હતા ત્યારે ગામની શેરીમાં રખડતા કૂતરાનું ગલૂડીયું ગાડાનાં પૈડા નીચે આવી ગયું અને ગલુડીયાએ કારમી ચીસ પાડી. આ નાનકડા પ્રાણીની મરણચીસ ગોવિંદભાઈનાં કાનમાંથી હૃદયમાં શૂળની જેમ પેસી ગઈ. તરત જ ગાડું ઊભુ રાખીને નીચે જોયું તો ગલુડીયું મરણ પામ્યુ હતું. બસ, આ દૃશ્ય જોઈને ગોવિંદનાં અંતરમાં વસમો ઘાવ લાગ્યો. ગલુડીયાનાં

મરણ અને કારમી ચીસે ગોવિંદનાં હૃદયમાં વૈરાગ્યનાં બીજ રોપ્યા. સાંજે ભોજન ન લીધું અને સીધા મંદિરમાં જઈને દુઃખી હૃદયે દેવરાજબાપાને બધી વાત કરી. બાપાએ આશ્વાસન આપતાં પ્રાયશ્ચિત કરવાની ભલામણ કરી. ગોવિંદે ગલુડીયાનાં કલ્યાણ માટે એકાદશીનો નકોરડો ઉપવાસ કર્યો અને એક મહિનાં સુધી દરરોજ રાત્રે મંદિરમાં જઈને ઠાકોરજી સમક્ષ પ્રાર્થના સાથે વિશેષ દંડવત્ પ્રણામ કર્યા.

## સત્સંગનાં આશ્રયે

ગોવિંદભાઈએ પાપનું પ્રાયશ્ચિત તો કરી લીધું પણ હૈયામાં ઊંડા ઊતરી ગયેલી પીલાઈ જતાં ગલુડીયાની ચીસે આ શરીરની નશ્વરતા અંગે વિચારે ચડી ગયા. દરરોજ દેવરાજબાપાનાં સત્સંગથી ગોવિંદભાઈનાં અંતરમાં વૈરાગ્યને પુષ્ટિ મળી. આ સમય દરમિયાન સદ્‌ગુરુ સ્વામી શ્રી બાલમુકુંદદાસજી સ્વામી સંતમંડળ સાથે વાંકિયા ગામમાં પધાર્યા. દેવરાજબાપાએ નવા મુમુક્ષુને (ગોવિંદભાઈને) સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીનાં હસ્તે સત્સંગનાં વર્તમાન ધરાવ્યા અને વિધિવત્ શ્રી સ્વામિનારાયણ ભગવાનનાં આશ્રિત બનાવ્યા. વિશેષમાં દેવરાજબાપાએ ગોવિંદમાં સત્સંગ અને પાંગરતી વૈરાગ્ય વૃત્તિની વાતો પણ સ્વામીજીને કરી. ગોવિંદની મુમુક્ષુતા જોઈને સ્વામી બાલમુકુંદદાસજી ખૂબ જ રાજી થયા.

## ગોવિંદનો ગૃહત્યાગ

સમર્થ સંતવર્ય સ્વામી બાલમુકુંદદાસજી સ્વામી અને તેમનાં સંતોનાં સંગમાં આવ્યા પછી ગોવિંદની મુમુક્ષુતા અને વૈરાગ્યવૃત્તિ સોળે કળાએ ખીલી ઉઠી. વાંકિયા ગામમાં શ્રી સ્વામિનારાયણ ભગવાનનું મંદિર સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની પ્રેરણાથી સંતો અને હરિભક્તોએ સેવા કરીને બંધાવ્યું. સંતો સાથે સેવા કરતાં ગોવિંદભાઈને સંતોમાં આત્મબુદ્ધિ થઈ ગઈ અને ભગવદ્ પ્રેમ-ભક્તિમાં દિવસે દિવસે વધારો થવા લાગ્યો. વાંકિયા ગામે સંતો પધારે તો ગોવિંદ રાજી રાજી થઈ જાય અને સંતો બીજા ગામ પધારે તો ગોવિંદભાઈને ક્યાંય ચેન ન પડે.

સંતો સાથે કાયમ કેમ રહેવાય તેનાં સ્વપ્રામાં ગોવિંદભાઈ ખોવાઈ જતાં. આવા ભક્તની મુમુક્ષુતાને પારખી જઈને ભક્તરાજ દેવરાજબાપાએ ગોવિંદભાઈને સાધુ થવા માટે પ્રેરણાં આપી. અવારનવાર વાંકિયા ગામે પધારતા સંતોએ પણ ગોવિંદભાઈની સેવા-ભક્તિ અને વૈરાગ્ય સભર વૃત્તિ નિહાળીને ખૂબ રાજીપો વરસાવ્યો.

એક વખત સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી વાંકીયા ગામમાં સત્સંગ-કથાવાર્તા કરી સંતમંડળ સાથે જૂનાગઢ પધાર્યા. આ સમયે ગોવિંદભાઈ તો સંતો વિના આકુળ વ્યાકુળ થવા લાગ્યા. સંતો વિના આ ગામમાં કે ઘરમાં કેમ રહેવાય એવાં વિચારોથી મુંઝવણ થવા લાગી, તેથી કોઈને પૂછ્યા વિના વૈરાગ્યનાં વેગથી અને ભગવાન અને સંતો પ્રત્યેનાં ભક્તિભાવથી પ્રેરાઈને એકલા જ ઘર છોડીને જૂનાગઢ જવા માટે નીકળી પડ્યા.

## મુમુક્ષુને વીટંબણા

એકલવાયો રાહદારી ભગવાન ભરોસે જૂનાગઢ પહોંચ્યો. રાધારમણદેવનાં દર્શન કરીને સીધા સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીને દંડવત્ કરવા લાગ્યા. સ્વામી આ મુમુક્ષુને ઓળખી ગયા અને બોલી ઉઠ્યા 'કોણ ગોવિંદ? કેમ ભાઈ અત્યારે આવવાનું થયું? શું કામે જૂનાગઢ આવ્યા છો?' વગેરે પ્રશ્નો પૂછીને ગોવિંદનો તાગ લેવા લાગ્યા. સ્વામીનાં દર્શન કરતાં ગોવિંદની આંખોમાં ઝળઝળીયા આવી ગયા. બાલમુકુંદદાસજી સ્વામી સમગ્ર પરિસ્થિતિ પામી ગયા અને મંદ મંદ હસતા બોલ્યા 'ઘરનાં માણસોને પૂછીને આવ્યો છે કે એમ ને એમ જ?'

ગોવિંદભગતે સ્વામીને કહ્યું 'સ્વામી! હું તો છાનોમાનો કોઈને પૂછ્યા વિના જ ઘેરથી ભાગી છૂટ્યો છું. ઘેર પૂછવા જાવ તો કોઈ આવવા ન દે. માટે હવે તો તમે જ મારા મા-બાપ, તમે જ મારા ગુરુ અને તમે જ મારા ભગવાન.'

બાલમુકુંદદાસજી સ્વામી નવા મુમુક્ષુ પર રાજી થયા અને તેને મંદિરની સેવામાં રાખી લીધા. વાંકિયા ગામમાં ખબર પડતાં ઘરનાં વડીલો જૂનાગઢ આવ્યા અને ગોવિંદને સમજાવીને ઘેર તેડી ગયા. બાલમુકુંદદાસજી સ્વામીએ પણ કુટુંબીઓને સમજાવ્યા અને ગોવિંદભગતને ઘેર મોકલ્યા.

સાચો વૈરાગ્ય જેને પ્રગટ્યો હોય તે ઘરમાં રહી શકે જ નહિ. તેથી ગોવિંદ ભગત થોડા દિવસ પછી ફરી ઘેરથી ભાગ્યા અને જૂનાગઢ આવ્યા. ગોવિંદ ભગતનાં વારંવાર ભાગી જવાથી તેનાં સગા-સંબંધીઓ કંટાળી ગયા, પછી વાંકિયાથી કોઈ ભગતને લેવા માટે જૂનાગઢ ન ગયા તેથી બાલમુકુંદદાસજી સ્વામીએ જાણ્યું કે હવે ઘરની ઉપાધિ શમી ગઈ છે.

પૂજ્ય સ્વામીએ ગોવિંદને પોતાનાં મંડળમાં રાખીને પાર્ષદ તરીકેની દીક્ષા આપી. સ્વામી બાલમુકુંદદાસજી અને જૂનાગઢ મંદિરનાં સંતોનાં સહવાસમાં પાર્ષદ ગોવિંદ ભગતનું ત્યાગ-ભક્તિ સભર જીવન ઘડતર થવા લાગ્યું અને ગોવિંદ ભગત પોતે પણ ધન્યતાનો અનુભવ કરવા લાગ્યા.

## ગોવિંદમાંથી સાધુ ગોપીનાથદાસજી

પાર્ષદ ગોવિંદ ભગત મંદિરની વિવિધ સેવા-પ્રવૃત્તિઓમાં શ્રદ્ધાપૂર્વક ભાગ લેતા. ગૌશાળામાં ગાયોની સેવા કરતા, છાણા થાપતા તેમજ સંતોની આજ્ઞા પ્રમાણે જીવન સેવામય બનાવતા.

સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીએ સંવત્ ૧૯૩૪ની સાલમાં વડતાલધામનાં તત્કાલીન આચાર્ય મહારાજશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ પાસે ભાગવતી દીક્ષા અપાવીને સાધુ ગોપીનાથદાસજી એવું શુભ નામ ધારણ કરાવ્યું. આ રીતે પાર્ષદ ગોવિંદ ભગત સ્વામી ગોપીનાથદાસજી તરીકે સંતમંડળમાં જોડાયા.

સદ્ગુરુ સંતોએ નવા સાધુને સાધુજીવનની રીતિ-નીતિ સમજાવી. ગોપીનાથદાસજી સ્વામી પણ સંપૂર્ણ રીતે સાધુજીવન અપનાવી રહ્યા.

સદ્ગુરુ સ્વામી બાલમુંકુંદદાસજીના શિષ્ય મંડળમાં સાક્ષાત્ ધર્મમૂર્તિ સંત સ્વામી ધર્મસ્વરુપદાસજી હતા. સ્વામી અત્યંત ભલા ભોળા અને ભજનિક સંત હતા. એમની સેવા કરે અને એમના વતી વ્યવહારને સંભાળે એવા એક પ્રતિભાસંપન્ન શિષ્યની સ્વામીને ખાસ જરુર હતી તેથી સદ્ગુરુ સ્વામી બાલમુકુંદદાસજીએ સાધુ ગોપીનાથદાસજીને એમની સેવામાં રહેવાની આજ્ઞા કરી હતી.

સદ્ગુરુના વચનને મસ્તક ઉપર ચડાવી સાધુ ગોપીનાથદાસજી સદ્ગુરુ સ્વામી ધર્મસ્વરુપદાસજી સાથે શિષ્યભાવે રહ્યા.

## સાધુ જીવન

શ્રી સ્વામિનારાયણ ભગવાને પ્રવર્તાવેલ સાધુજીવનની રીત પ્રમાણે નવા સાધુને કેળવવા મોટા સંતો હંમેશા આગ્રહ સેવતા અને પોતે પણ પોતાનાં જીવન દ્વારા ઉદાહરણ પૂરા પાડતા. જૂનાગઢમાં સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની સંત પરંપરામાં આ જીવનરીતો ખૂબ જોવા મળતી તેથી નાના સાધુ ગોપીનાથદાસજી મંદિરની સેવા પ્રવૃત્તિમાં ઉત્સાહથી ભાગ લેતા અને નવી નવી સેવાઓ શીખતા. સેવા કરતાં કરતાં કીર્તનો કંઠસ્થ કરતા, પ્રકરણોનાં ઢાળ શીખતા અને ધ્યાન, માનસીપૂજાનાં સમયે મંદિરમાં દેવોની સમક્ષ બેસીને ભજન કરતા. શ્રીજીની આજ્ઞા પ્રમાણે ભગવાનની સેવા-ભક્તિ વિના એક ક્ષણ પણ વ્યર્થ જવા ન દેતા.

સાધુ ગોપીનાથદાસજીની સ્મૃતિ શક્તિ તીવ્ર હતી અને સુમધુર કંઠનો સુયોગ થવાથી કીર્તનો ગાય ત્યારે સ્વામી બાલમુકુંદદાસજી સહિત સર્વે સંતો-હરિભક્તો સાંભળવા તત્પર બની જતા. સાધુ ગોપીનાથદાસજીએ નિર્માનીભાવે રહી સેવા-ભજન સાથે ઘણાં કીર્તનો અને પ્રકરણો કંઠસ્થ કર્યા હતા.

આ સાથે સંપ્રદાયનાં ગ્રન્થો વચનામૃત, ભક્તચિંતામણી, નિષ્કુળાનંદ કાવ્ય, ગુણાતીતાનંદ સ્વામીની વાતો વગેરે ગ્રંથોનું સભામાં વાંચન અને ગાન કરતાં ત્યારે સૌ સંતો ખૂબ જ પ્રભાવિત થતા અને અંતરનાં આશીર્વાદ આપતા. આ રીતે સાધુ જીવન સાથે સેવા-ભજન-ભક્તિ સભર જીવન અપનાવીને સાધુ ગોપીનાથદાસજી સ્વામી સૌના કૃપાપાત્ર બન્યા.

## સત્સંગની શિક્ષા-દીક્ષાનો આરંભ

સત્સંગમાં સંત-પાર્ષદ તરીકે પ્રવેશ પામેલા નવા સાધુમાં મુમુક્ષુતા હોય. આ સમયે સદ્‌ગુરુ તેમની સંભાળ લે તો એની સાધુતા ખીલી ઉઠે છે. સ્વામી બાલમુકુંદદાસજીના સાન્નિધ્યમાં નાના સાધુ ગોપીનાથદાસજીની સાધુતા પ્રગટી ઉઠી.

શ્રદ્ધાવાન આ નાના સાધુનું ચોખ્ખું વાંચન, મીઠી વાણી અને ઉત્સાહને કારણે મોટા સંતો ખૂબ રાજી થતા. તેથી નાના સાધુ ગોપીનાથદાસજીએ ઘણા કીર્તનો અને પ્રકરણો કંઠસ્થ કર્યા હતા. કંઠસ્થ કીર્તનો અને પ્રકરણોનું તેઓ મધુરા સ્વરે ગાન કરતા અને સેવામાં જોડાઈ જતા. નિત્ય નવું શિખવાની ધગશ ધરાવતા આ સંતની શ્રદ્ધા ભક્તિ નિહાળીને સ્વામી બાલમુકુંદદાસજીને તેમને વિદ્યાભ્યાસ કરાવવાનો સંકલ્પ થયો.

સ્વામી બાલમુકુંદદાસજીએ પોતાના શિષ્ય શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામીને આ નાના સાધુ ગોપીનાથદાસજીને સંસ્કૃત ભણાવવા ખાસ ભલામણ કરી. શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામી એ સમયમાં એક સારા અગ્રગણ્ય વિદ્વાન સંત હતા. નાના સાધુની તેજસ્વી પ્રતિભા નિહાળી તેઓ ખૂબ રાજી થયા. આવી ઉત્તમ લાયકાત ધરાવતા સાધુને ગુરુની આજ્ઞા મુજબ ખૂબ જ ઉત્સાહથી સંસ્કૃતના પાઠ આપવા લાગ્યા. શાસ્ત્રી સ્વામી ધર્મતનયદાસજી જે જે પાઠ આપે તેને તરત તૈયાર કરી દેતા ત્યારે તેમની મેધાવી પ્રતિભાથી શાસ્ત્રીજી ખૂબજ પ્રસન્ન થતા. આ રીતે ઘણા ટૂંકા સમયમાં ગોપીનાથદાસજી સ્વામીએ વ્યાકરણ, પંચકાવ્યો, શ્રીમદ્ ભાગવત અને ગીતાભાષ્ય જેવા શાસ્ત્રોનો અભ્યાસ કરીને કથા કરવાનો પ્રારંભ કર્યો.

## કથાકાર પુરાણી

સત્‌શાસ્ત્રોની રહસ્યમય વાતોને બહોળા સત્સંગ સમાજમાં પ્રચાર કરવા માટે સાધુ ગોપીનાથદાસજી સ્વામીએ જૂનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી દ્વારા નિર્માણ પામેલી જૂની ધર્મશાળામાં સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના સાન્નિધ્યમાં પ્રથમ કથા કરી ત્યારે બધા ખૂબ જ રાજી થયા.

સ્વામીજીની સુમધુર કથા શૈલી અને વાક્‌ચાતુર્યથી સદ્‌ગુરુઓ સહિત સૌ ભક્તજનો પ્રભાવિત થયા. બધાનો ખૂબ રાજીપો મળ્યો અને જૂનાગઢ સત્સંગમાં તેઓ એક પ્રસિદ્ધ વિદ્વાન સંત અને કથાકાર પુરાણી તરીકે પ્રસિદ્ધ થયા. ત્યારબાદ સૌ કોઈ તેમને પુરાણી સ્વામી ગોપીનાથદાસજી તરીકે ઓળખવા લાગ્યા. સત્સંગ સમાજ માટે ઉત્તમ જીવન જીવનારા સંત કથાકારોની કાયમ માંગ રહી છે. પુરાણી સ્વામી ગોપીનાથદાસજીની બહુમુખી પ્રતિભા, સંતજીવન અને કથાકાર તરીકેની છાપ સમગ્ર સત્સંગમાં ફેલાવા લાગી.

## વિશેષ અભ્યાસ વડતાલમાં

ઉત્તમ કથાકાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા પછી પણ પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને પોતાની ઉણપો અનુભવાતી હતી. સંસ્કૃતમાં નિત્ય નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિરુચિ પણ વધતી જતી હતી. પોતાના ગુરુ સ્વામી ધર્મસ્વરુપદાસજી સ્વામી અને સ્વામી બાલમુકુંદદાસજી સ્વામીની આજ્ઞા મેળવીને તેઓશ્રી રાજકોટના વિદ્વાન પંડિત જીવરામ શાસ્ત્રી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા લાગ્યા. શાસ્ત્રજ્ઞાનમાં જેમ જેમ ઊંડા ઉતરતા જાય તેમ તેમ નવરત્નો હાથ લાગે.

પુરાણી સ્વામીને વેદાંત શાસ્ત્રનો તલસ્પર્શી અભ્યાસ કરવાની તાલાવેલી લાગી અને આ જ્ઞાન પિપાસાને સંતોષવા વડતાલ પધાર્યા. સદ્‌ગુરુઓનો રાજીપો, સત્સંગની સેવા કરવાની તમન્ના અને જ્ઞાન પ્રાપ્તિની ઉત્સુકતાથી ભરેલા આ સંતે વડતાલમાં સંતોની સેવા, જ્ઞાન સાધના અને કથાવાર્તાનો યજ્ઞ આરંભ્યો.

વડતાલ એ સમયમાં મોટું તીર્થસ્થાન અને વિદેશ સમાન ગણાય. એ સમયમાં વડાતલ ગાદીસ્થાને આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ બિરાજતા હતા. મહારાજશ્રી સ્વયં વિદ્યાના ઉપાસક અને સારા અભ્યાસુ હતા. સંપ્રદાયના સંતો પણ સંસ્કૃત અભ્યાસ કરીને સારા વિદ્વાન કથાકાર બને એવી એમની અભિલાષા સદાય રહેતી. તેથી તેઓશ્રીએ વડતાલ ધામમાં સંસ્કૃત પાઠશાળાની સ્થાપના

કરેલી. શ્રીજી મહારાજની આજ્ઞા મુજબ આ પાઠશાળામાં વિદ્વાન પંડિતોને રાખીને સદ્‌વિદ્યા પ્રવર્તનની પુણ્ય પ્રવૃત્તિ કરાવતા હતા.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી વડતાલ આવ્યા અને આ સંસ્કૃત પાઠશાળામાં પ્રવેશ મેળવીને વિશિષ્ટાદ્વૈત વેદાંતનો અભ્યાસ કરવા લાગ્યા. આચાર્ય શ્રી દ્વારા પણ ભણનારા સંતોને ખૂબ જ પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યા કરતું. સંતોને ભણવા માટે તમામ જરૂરિયાતો આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી સરસ રીતે પૂરી પાડવામાં આવતી હતી.

વડતાલ સંસ્કૃત પાઠશાળામાં એ સમયે ૬૦ જેટલા સંતો સંસ્કૃતનો અભ્યાસ ઉત્સાહથી કરતા હતા. આ બધા સંતોમાં પુરાણી ગોપીનાથદાસજી વિદ્યાભ્યાસમાં અગ્રેસર રહેતા. તેમની ગ્રહણશક્તિ, શ્રદ્ધા, તત્પરતા અને સાધુજીવનથી સહપાઠી સંતો પણ પ્રભાવિત થતા અને ભણાવનારા પંડિતજી પણ આ સંત ઉપર ખૂબ જ પ્રસન્ન રહેતા.

## નંદ સંતોની સેવા

પુરાણી સ્વામીએ વિક્રમ સંવત્ ૧૯૩૯થી ૧૯૪૫ સુધી વડતાલમાં રહીને વિદ્યાભ્યાસ કર્યો હતો. આ સમય દરમ્યાન વડતાલ ધામ ખાતે શ્રીજી સમકાલીન નંદ સંતો આશરે પાંત્રીસ જેટલા હતા. આ નંદ સંતોનો મહિમા સૌના અંતરમાં અદકેરો રહેતો. પુરાણી ગોપીનાથદાસજી સ્વામીએ આ નંદ સંતોની સેવા કરવાની સોનેરી તક ઝડપી લીધી. શાસ્ત્ર અભ્યાસ સાથે સેવાની શ્રદ્ધા પણ ખૂબ જ ધરાવતા. તેમાં વહેલી સવારે પોતાની દેહક્રિયાઓ, પૂજાપાઠથી પરવારીને વયોવૃદ્ધ નંદ સંતોની સેવામાં લાગી જતા.

પુરાણી સ્વામીનું શરીર પૂર્વાશ્રમમાં ખેતીકામ કરવાથી ખૂબ જ કસાયેલું અને ખડતલ હતું તેથી વૃદ્ધ સંતો માટે કૂવામાંથી પાણી સીંચવું, સંતોને સ્નાન કરાવવું, એમના ધોતીયાં ધોઇ આપવાં અને તેમના આસને સફાઇ કરવી વગેરે સેવાઓમાં પુરાણી સ્વામી ઉત્સાહ સાથે ધન્યતા અનુભવતા. સેવા કરતા કરતા કંઠસ્થ કીર્તનોનું ગાન અને પ્રકરણોનું ગાન કરીને નંદ સંતો તેમ જ અન્ય સંતોને ખૂબ જ રાજી કરતા.

## આશીર્વાદના અધિકારી

શ્રીજી મહારાજના કૃપાપાત્ર સંતવર્ય અદ્‌ભૂતાનંદ સ્વામી લગભગ ૧૦૦ વર્ષની ઉંમરે પહોંચ્યા હતા. કોઇ વિમુખ માણસે એમને હળાહળ ઝેર આપેલું. શ્રીજીની કૃપાથી આ સંત એ હળાહળ ઝેર પચાવી ગયેલા. પરંતુ વૃદ્ધાવસ્થામાં આ ઝેરની અસરથી શરીર કળતર અને પીડા અનુભવતું. આ મહાન સંતની સેવા શ્રદ્ધાવાન સંતો કરતા, તેમાં પણ પગચંપી અને શરીરને દાબવાની સેવા કરવા યુવાન સંતો તત્પર રહેતા.

એક દિવસ અદ્‌ભૂતાનંદ સ્વામીને શરીરમાં વધારે કળતર હતી. પુરાણી ગોપીનાથદાસજી સ્વામી શરીર દાબી રહ્યા હતા. પુરાણી સ્વામીને સરસ દાબતા આવડતું તેથી અદ્‌ભૂતાનંદ સ્વામીને ગાઢ નિદ્રા આવી ગઇ. શ્રદ્ધાળુ પુરાણી સ્વામીએ દાબવાનું ચાલુ રાખ્યું. સ્વામી આખી રાત ઘસઘસાટ ઊંઘી ગયા અને આ શ્રદ્ધાળુ સંત આખી રાત એમનું શરીર દાબતા રહ્યા. કેટલો મહિમા અને અપાર શ્રદ્ધા હશે?

આ રીતે રાત પુરી થતાં વહેલી સવારે ચાર વાગ્યે મંદિરના ચોઘડિયા વાગવા લાગ્યા. એ સાંભળીને અદ્‌ભૂતાનંદ સ્વામી જાગૃત થયા. પુરાણી સ્વામીને આ રીતે આખી રાત સેવા કરતા જોઇને અતિ કરુણાથી અને સ્નેહભાવથી અદ્‌ભૂતાનંદ સ્વામીએ પુરાણી સ્વામીના મસ્તક ઉપર પોતાના બન્ને હાથ મૂકી દીધા. અંતરના આશીર્વાદ વરસાવતા બોલી ઉઠ્યા, 'પુરાણી! તું તમામ વિદ્યામાં પારંગત થઇશ અને વિદ્વાનોમાં તારું સ્થાન હંમેશા આગળ રહેશે. સત્સંગ સેવાનો તું યશભાગી બનીશ અને અંતકાળે શ્રીજી મહારાજ તને અગાઉથી દર્શન આપીને ધામમાં તેડી જશે.'

શ્રીજીના કૃપાપાત્ર સંતવર્યનો રાજીપો અને આવા આશીર્વાદ પામીને પુરાણી સ્વામી તો ભાવવિભોર બની ગયા.

આ રીતે પુરાણી સ્વામીના વિદ્યાના ઓજસમાં એક મહાન સંતના આશીર્વાદ ભળ્યા તેથી તેમની સાધુતાયુક્ત વિદ્વત્તા સોળે કળાએ ખીલી ઉઠી.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ ભણનારા સંતોને પ્રોત્સાહન આપવાના શુભ હેતુથી પોતાના નિવાસસ્થાને બોલાવીને પરસ્પર ચર્ચા કરાવતા. પોતે સંતોને પ્રશ્નો પૂછતા અને સંતોની બુદ્ધિ પ્રતિભાને નિહાળતા. આ પ્રકારની સભામાં પણ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ઉત્સાહથી ભાગ લેતા અને શાસ્ત્રોના પ્રમાણો આપીને પ્રશ્નોના ઉત્તર આપતા. આચાર્ય મહારાજ શ્રી આ સંતની બુદ્ધિ પ્રતિભા અને પ્રશ્નોત્તર કરવાની આગવી સૂઝબૂઝથી પ્રભાવિત થતા અને ઘણીવાર બોલી ઉઠતા કે 'જૂનાગઢના વચનસિદ્ધ સ્વામી બાલમુકુંદદાસજીના કૃપાપાત્ર શિષ્ય બળીયા જ હોય ને!!'

## વડોદરાની સભામાં

સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીના પ્રતાપથી જ્યાં ખૂબ જ સારો સત્સંગ ફેલાયો એવા વડોદરા નગરમાં સત્સંગીઓના ભાવભર્યા આમંત્રણથી આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ વડોદરા પધાર્યા ત્યારે રાજ્યના દિવાને રાજસાજ અને વિવિધ વાજા સાથે સ્વાગત કર્યું. મહારાજશ્રી હાથી ઉપર બિરાજ્યા. બીજા સંતો વિવિધ વાહનોમાં બિરાજ્યા અને શોભાયાત્રા નગર માર્ગો પરથી પસાર થતી રાજ દરબાર પ્રતિ પ્રયાણ કર્યું. વડોદરા સ્ટેટના મહારાજા સયાજીરાવે આચાર્યશ્રી અને સંતોની પોતાની કચેરીમાં પધરામણી કરાવી. ત્યારબાદ મહારાજશ્રી અને સંતો સ્વામિનારાયણ મંદિરે પધાર્યા. દેવદર્શન કરીને સૌએ મંદિરમાં ઉતારા કર્યા.

બીજા દિવસે વડોદરા સ્વામિનારાયણ મંદિરના વિશાળ પ્રાંગણમાં આયોજન મુજબ સભાની તૈયારી કરવામાં આવી. આ સભામાં આચાર્ય મહારાજશ્રી અને સયાજીરાવ મહારાજ પણ પધાર્યા. સંતો, હરિભક્તો, વિદ્વાનો, દરબારીઓ અને આમજનતા પોતાના આસને બિરાજમાન થયા.

આ સભામાં વિદ્વાનો અને સંતોના સત્સંગ પ્રવચનોનો કાર્યક્રમ આયોજિત કરવામાં આવેલો હતો. જેમાં મહારાજા સયાજીરાવ અર્ધો કલાક બેસવાના હતા. મહારાજા પધાર્યા એટલે તરત જ વિદ્વાનોના પ્રવચનો શરુ થયા.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે છોટી કાશી ગણાતા વડોદરાની આ દિવ્ય સભામાં પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને પ્રવચન કરવા માટે આજ્ઞા કરી.

આ સમયે મહારાજા સયાજીરાવનો સભામાંથી ઉઠવાનો સમય થઈ ગયો હતો પંરતુ પુરાણી સ્વામીના ધીર ગંભીર ગંગા પ્રવાહ સમાન સુમધુર વાણીનો પ્રારંભ થતાં જ મહારાજા થોડીવાર રોકાયા.

પુરાણી સ્વામીએ શિક્ષાપત્રી ભાષ્યના આધારે રાજાના ધર્મોની છણાવટ શરુ કરી એટલે સયાજીરાવ મહારાજાને વધુ રસ પડ્યો. રાજ દરબારીઓ અને સભાસદો પુરાણી સ્વામીના કથા પ્રવચનમાં સ્થિર થઈ ગયા.

પુરાણી સ્વામીનું પ્રભાવશાળી પ્રૌઢ શરીર, તેજસ્વી મુખારવિંદ, પ્રતાપી નેત્રો અને મુખારવિંદમાંથી ધારાપ્રવાહરુપે અસ્ખલિત વહેતી વાણીથી સભા મંત્રમુગ્ધ બની ગઈ.

પુરાણી સ્વામી રાજનીતિ ઉપર વ્યાખ્યાન આપી રહ્યા હતા. એમણે સભામાં રાજના સામ, દામ, દંડ અને ભેદ એ ચાર ઉપાય તેમજ રાજાના ગુણ, સંધિ, વિગ્રહ, આસન, સંશ્રય અને દ્વૈધિભાવ વગેરેનું એવું શાસ્ત્રીય અને વ્યાવહારિક રીતે ઉપયોગી એવું નિરુપણ કર્યું કે આ વર્ણન સાંભળીને ખુદ સયાજીરાવ સરકાર પણ ભારે પ્રભાવિત થઈ ગયા. પોતાને જવાનો સમય થઈ ગયો હતો તો પણ આવા પવિત્ર સંતના મુખેથી રાજ વ્યવસ્થાના માર્ગદર્શનરુપ સૈદ્ધાંતિક વાતો સાંભળવા મહારાજા સયાજીરાવ બેસી રહ્યા.

મહારાજાના સેવકે ઘડિયાળ બતાવી ઉઠવાનો સમય થઈ ગયો છે તેઓ સંકેત કર્યો પણ મહારાજાએ એ તરફ લક્ષ્ય ન આપ્યું અને સેવકને બેસી જવાનો ઈશારો કર્યો.

પુરાણી સ્વામીનું શ્રીજી મહારાજના સિદ્ધાંતોને બિરદાવતું વ્યાખ્યાન પૂરું થયું ત્યારે આટલી નાની વયના વિદ્વાન સંતપુરુષને બિરદાવતા સ્વયં સયાજીરાવે ભારે પ્રશંસા કરી.

શ્રીમંત સયાજીરાવે ધીમે રહીને આચાર્ય

મહારાજશ્રીને કહ્યું, 'આ સંતની વાક્છટા અદ્ભૂત છે અને જ્ઞાન અગાધ છે. રાજનીતિ ઉપર આવું વ્યાખ્યાન મેં ક્યારેય સાંભળ્યું નથી. મને તો આ પ્રતાપી સંત કોઈ રાજબીજ લાગે છે.'

આચાર્ય મહારાજશ્રી પણ સ્વામીના પ્રવચનથી ખૂબ રાજી થયા અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને અંતરના આશીર્વાદ આપ્યા.

આ રીતે વડતાલમાં સાત વર્ષ રહી સંસ્કૃત અભ્યાસ સાથે વિવિધ સેવાઓ કરીને સૌ સદ્ગુરુઓ આચાર્ય મહારાજશ્રી અને સત્સંગીઓનો રાજીપો પ્રાપ્ત કરીને વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો.

પુરાણી સ્વામી સંવત્ ૧૯૪૪માં પુનઃ જુનાગઢ પધાર્યા ત્યારે સદ્ગુરુ સ્વામી બાલમુકુંદદાસજી અને સ્વામી ધર્મસ્વરુપદાસજી વગેરે સંતો ખૂબ જ રાજી થયા.

## શ્રીભાષ્યની પારાયણ

એક વખત પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને એવો વિચાર આવ્યો કે જામનગર મહારાજ જામ સાહેબ વિદ્વાનોનું સારું પોષણ અને સન્માન કરે છે. આ પશ્ચિમ ભારતના કાશી સમાન જામનગરમાં વિદ્વાનો, પંડિતો સાથે શાસ્ત્ર ચર્ચા કરી હોય તો સંપ્રદાયના સિદ્ધાંતોનો બહોળો પ્રચાર કરી શકાય. આવો પવિત્ર વિચાર તેમણે સ્વામી બાલમુકુંદદાસજી અને પોતાના ગુરુ સ્વામી ધર્મસ્વરુપદાસજી સમક્ષ રજૂ કર્યો. બન્ને સદ્ગુરુઓએ રાજી થઈને આજ્ઞા આપી અને સાથે આશીર્વાદ પણ આપ્યા.

પુરાણી સ્વામી સંતમંડળ સાથે જામનગર પધાર્યા. વિદ્વાનો સાથે ચર્ચા વિચારણા કરીને પુરાણી સ્વામીએ શ્રીભાષ્યની કથાનું આયોજન કર્યું. બધા વિદ્વાનોને કથાશ્રવણ કરવા પધારવાનું નિમંત્રણ આપ્યું.

શ્રીભાષ્યની કથાનો પ્રારંભ થયો. વિદ્વાન વિપ્રો કથા શ્રવણ કરવા આવ્યા. પુરાણી સ્વામી પોતાની વિદ્વત્તાપૂર્ણ રસાળ શૈલીમાં શ્રી રામાનુજાચાર્ય કૃત શ્રીભાષ્યનું સરસ નિરુપણ કરતા અને કથા શ્રવણ કરતા વિદ્વાનોના તર્ક શમી જતા. એટલું જ નહિ, પણ નવા અર્થો અને નવા વિચારો સાંભળીને પ્રભાવિત થતા.

જામનગર રાજ્યના ઉચ્ચ અધિકારીઓ પણ આ કથાની પ્રશંસા સાંભળીને કથાશ્રવણ કરવા આકર્ષાયા. આ બધા વિદ્વાનો અને રાજકારભારીઓ ઉપર તેમજ જામનગર રાજમાં પુરાણી સ્વામીની વિદ્વત્તા અને સ્વામિનારાયણ સંપ્રદાયની વૈદિકતા અને વિશાળતાની ભારે અસર પડી હતી.

પુરાણી સ્વામીની કથા કરવાની શૈલી ઘણી જ ઉત્તમ હતી. મોટા સંતોની કૃપા એમાં ભળેલી હતી તેથી એમના સ્વરનો રણકાર કંઈક જુદો જ હતો. વાણીમાં મધુરતા ટપકતી. ખૂબ જ સહજભાવે સરળતાથી કથા પ્રસંગોની એવી છણાવટ કરતા કે અન્ય કથાકારો પણ એમની આ શૈલી શ્રવણ કરવા નમ્ર બનીને સભામાં બેસી જતા. ઉપરાંત પુરાણી સ્વામીનું શરીર, કંઠ, સ્વર એવા બળવાન હતા કે ક્યારેય થાકતા નહિં.

વિશાળ સભા સમક્ષ પુરાણી સ્વામી જ્યારે કથાના પ્રસંગોનું નિરુપણ કરતા હોય ત્યારે એ પ્રસંગને શ્રોતાઓ સમક્ષ આબેહુબ ખડો કરી દેતા. રમૂજી દૃષ્ટાંતો સાથે શ્રોતાજનોને પેટ પકડીને હસાવતા. દ્રૌપદી વસ્ત્રાહરણ જેવા પ્રસંગોનું ભાવપૂર્ણ વર્ણન કરતા ત્યારે શ્રોતાઓની આંખમાંથી અશ્રુ ટપકતા અને પુરાણી સ્વામી સ્વયં ગળગળા થઈ જતા. એમની વાગ્ધારા એવી આકર્ષક હતી કે શ્રોતાજનો એ ભાવપ્રવાહમાં તણાઈ જતા અને સભામાં કેટલો સમય વ્યતીત થયો તેનું કોઈને ભાન રહેતું નહિં.

## પારાયણોની પરંપરા

પુરાણી સ્વામીનું જ્ઞાન અગાધ સાગર જેવું હતું. સ્વામી પ્રખર પ્રતિભાસંપન્ન હોવાથી શ્રીભાષ્ય જેવા ગ્રંથો અને અઢારે અઢાર પુરાણના મર્મજ્ઞ હતા.

શાસ્ત્રોની ગહન વાતને પણ તેઓ સરળ અને રસાળ રીતે રજુ કરતા તેથી ગામડાના અભણ માણસોને પણ સ્વામીના મુખેથી કથાવાર્તા સાંભળવામાં ભારે આનંદ આવતો.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી પ્રત્યે રાજકોટ સત્સંગ સમાજને ખુબ જ પ્રેમ અને આદરભાવ હતો. વિ. સં. ૧૯૩૭માં સદ્ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની આજ્ઞાથી પુરાણી સ્વામી રાજકોટ ખાતે સંસ્કૃતનો ઉચ્ચ અભ્યાસ કરવા પધારેલા.

એ વખતે સ્વામી અહીંના દાણાપીઠ ખાતે જુના મંદિરમાં એક વર્ષ સુધી રોકાયા હતા અને રાજકોટના વિદ્વાન શાસ્ત્રી જીવણરામજી પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો.

આ સમય દરમ્યાન સ્વામીએ પોતાની યુવાનવયે રાજકોટ સત્સંગ સમાજને એક વર્ષ સુધી કથાવાર્તાનો અલભ્ય લાભ આપ્યો હતો.

યુવાન ઉંમરના સ્વામીની સાધુતા અને વિદ્વત્તાથી રાજકોટનો સત્સંગ સમાજ ભારે પ્રભાવિત થયો હતો.

વિ.સં. ૧૯૪૫માં ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર માવામુસા કંપનીવાળા માવજીબાપા તથા એમના દિકરાઓ લક્ષ્મણદાસ વગેરેએ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની દેખરેખ નીચે રાજકોટ ખાતે બહુ મોટો યજ્ઞ અને સત્સંગીજીવનની પારાયણ કરાવી હતી.

આ પ્રસંગે સંપ્રદાયના બંને ગાદીના આચાર્યશ્રીઓ વડતાલથી આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ અને અમદાવાદથી આચાર્ય શ્રી કેશવપ્રસાદજી મહારાજ પુરા પરિવાર સાથે ઉપસ્થિત રહ્યા હતા.

રાજકોટ ખાતેના આ સમૈયામાં આ પરિવારે એ જમાનામાં આશરે રૂા. ૪૫,૦૦૦/-નો ખર્ચ કર્યો હતો.

આ પ્રસંગે સત્સંગીજીવન પારાયણના વક્તા તરીકે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના બે કૃપાપાત્ર શિષ્યો શાસ્ત્રી સ્વામી ધર્મતનયદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજીને કથામૃતનું રસપાન કરાવ્યુ હતું.

આ પારાયણના પ્રસંગથી પુરાણી સ્વામી સંપ્રદાયના વિદ્વાન સંત તરીકે પ્રસિદ્ધ થયા હતા.

વડતાલ, જુનાગઢ, ગઢપુર અને અમદાવાદ દેશના સંત સમુદાયમાં પુરાણી સ્વામીની વિદ્વત્તાનો અને સાધુતાનો ભારે આદર હતો.

સૌરાષ્ટ્રના હૃદય સમાન ગણાતું રાજકોટ સત્સંગના સુદ્રઢ ગઢ સમાન હતું. રાજકોટનો સત્સંગ સમજણ અને સમૃદ્ધિ બંનેથી ભરપુર હતો અને અહીંથી પુરાયે સંપ્રદાયની સારી એવી સેવા થતી હતી.

રાજકોટમાં અનેક મહાન એકાંતિક ભક્તો રહેતા હતા.

માવા-મુસા પરિવાર ઉપરાંત પિતાંબર સવા, નારાયણ સવા, મેઘજી વાલા, પિતાંબર ડોસા, કાનજીભગત, જટાશંકર માવજી, કામદાર અમૃતલાલભાઈ, રાજારામ માસ્તર વગેરે અનેક મહાન ભક્તો સત્સંગ સમાજના સ્તંભ સમાન હતા.

આ બધા ભક્તજનો પુરાણી સ્વામીનો સમાગમ કરવા માટે સદૈવ આતુર રહેતા. તેથી પુરાણી સ્વામીને અવાર નવાર રાજકોટ આવવાનું થતું.

રાજકોટના સત્સંગ સમાજને સુદ્રઢ કરવામાં પુરાણી સ્વામીનું મહત્વપુર્ણ યોગદાન હતું.

પુરાણી સ્વામીની રસાળ કથાશૈલીથી શેઠ લક્ષ્મણદાસ ખુબ જ પ્રભાવિત થયા હતા.

દક્ષિણ ભારતમાં તેઓના કોન્ટ્રાક્ટના કામકાજ ચાલતા હતા. તેથી લક્ષ્મણદાસભાઈ પુરાણી સ્વામીને મદ્રાસ, પામીડી અને બોડીનાયકનુર વગેરે સ્થળોએ લઈ ગયા હતા અને ચાર ચાર મહિના સુધી કથાવાર્તાનો લાભ અપાવ્યો હતો. પરિણામે દક્ષિણ ભારતમાં સત્સંગીઓને ભારે બળ મળ્યું હતું.

પુરાણી સ્વામી કથાઓ કરતાં પણ ભારે નિઃસ્પૃહી રહીને કરતાં. એમને માટે વ્યક્તિગત રીતે તો ધનસંપત્તિ સંગ્રહ કરવાનું આવતું જ નહોતું પરંતુ કથાપારાયણ અંગે જે કંઈ સેવાઓ થતી તે જુનાગઢ મંદિરની દેવ સેવામાં વપરાવી નાખતા.

સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામીએ રચેલા કીર્તનોનું સંશોધન કરાવીને પુરાણી સ્વામીએ લક્ષ્મણદાસ શેઠની મદદથી આ કીર્તનોનું પુસ્તક પ્રકાશિત કરાવ્યું અને સંતોને આ પુસ્તકો ભેટ અપાવ્યા હતાં.

પુરાણી સ્વામીની આ નિઃસ્પૃહીતાને લીધે તેઓ સંત સમુદાયમાં ભારે આદર પામ્યા હતા અને પ્રેરણારૂપ બન્યા હતા.

શ્રીજી મહારાજે સાધુઓ માટે બાંધેલી પંચવર્તમાનની મર્યાદામાં તેઓ સારધાર હતા.

મુંબઈના સત્સંગ સમાજને પુરાણી સ્વામીના મુખારવિંદથી કથા સાંભળવાની ભારે પ્યાસ રહેતી. તેથી સ્વામીને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની સાથે અવારનવાર કથાપારાયણ માટે મુંબઈ પધારવાનું થતું.

મુંબઈમાં સત્સંગ સમાજના મૂળ મજબુત કરવામાં અને ભુલેશ્વર સ્વામિનારાયણ મંદિરના નિર્માણમાં પુરાણી સ્વામીનું યોગદાન મહત્ત્વપૂર્ણ રહ્યું છે. જેની વિશેષ વાત બાલમુકુંદદાસજી સ્વામીના જીવનચરિત્રમાં આલેખાયેલી છે.

# શ્રીહરિનો સાક્ષાત્કાર

સંવત્ ૧૯૫૮ની સાલમાં પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ઉપલેટા ગામ પધાર્યા હતા.

આ વિસ્તારમાં આહીર સમાજ તેમજ પટેલિયાઓનો સત્સંગ ખૂબ જ સારો હતો. સહુ હરિભક્તોના અંતરમાં પુરાણી સ્વામીના મુખારવિંદથી કથાવાર્તાનો લાભ લેવાની ખુબ ઈચ્છા હતી. તેથી હરિભક્તોએ આગ્રહ કરીને પુરાણી સ્વામીને ત્રણ મહિના સુધી રોક્યા હતા.

પુરાણી સ્વામી પણ હરિભક્તોનો ભાવ જોઈને ઉપલેટા રોકાયા અને કથાવાર્તાનો ખુબ જ લાભ આપ્યો.

એક દિવસ પુરાણી સ્વામી મંદિરમાં કથા કરી રહ્યા હતા. ભગવાનના સાક્ષાત્ દર્શન કરવા માટે ભક્તની કેવી તત્પરતા જોઈએ એ અંગે ભાવવાહી કથા સાંભળીને ઉપલેટા ગામની શાળાના પ્રિન્સીપાલ ભાઈશંકરભાઈએ જિજ્ઞાસાથી પુરાણી સ્વામીને પૂછ્યું, 'હે સ્વામી! હું શું કરું તો ભગવાન મૂર્તિમાંથી પ્રગટ થઈને મને સાક્ષાત્ દર્શન આપે?'

ભાઈશંકરભાઈની શ્રીહરિના પ્રગટ દર્શન માટેની આતુરતા સાંભળીને પુરાણી સ્વામી આંખો મીંચીને થોડા ઊંડા ઉતરી ગયા. સ્વામીના મનમાં થયું, આ ગૃહસ્થના મનમાં શ્રીહરિના પ્રગટ દર્શનની કેટલી આતુરતા છે. જ્યારે હું તો સાધુ છું. મારે તો શ્રીહરિના દર્શનની પ્યાસ હોવી જ જોઈએ. જ્યાં સુધી મને શ્રીહરિના પ્રત્યક્ષ દર્શન ન થાય ત્યાં સુધી મારાથી આ જીજ્ઞાસાનો યથાર્થ જવાબ કઈ રીતે આપી શકાય?

પુરાણી સ્વામીએ ધીરે રહીને નેત્ર ખોલ્યા અને ભાઈશંકરભાઈને કહ્યું, 'શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ હોય તો શ્રીહરિ અવશ્ય દર્શન આપે છે. પરંતુ આ અંગેની ચર્ચા આપણે પછી કરીશું.'

ભાઈશંકરભાઈ જીજ્ઞાસા ભરેલા હેયે ઘરે ગયા અને આતુરતા પુર્વક ઉત્તરની પ્રતિક્ષા કરવા લાગ્યા.

આ બાજુ સ્વામીએ મોટા સંતો થકી સાંભળેલું કે, 'જો કોઈ ખરા દિલથી ત્રણ દિવસ અને ત્રણ રાત્રી શ્રીહરિનું અખંડ ભજન કરે તો મહારાજ એમને પ્રત્યક્ષ દર્શન આપે છે.'

પુરાણી સ્વામીએ મોટા સંતોના વચનને પ્રયોગમાં મૂકી શ્રીહરિના સાક્ષત્કાર કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

સ્વામી નિર્જળા ઉપવાસ કરી મંદિરના નાનકડા એકાંત ઓરડામાં મહારાજની મૂર્તિ પધરાવી, ધ્યાનસ્થ થયા અને શ્રીહરિનું અખંડ ભજન આરંભી દીધું.

સ્વામીએ મંડળના સંતોને કહી રાખ્યું હતું કે પોતે એક અનુષ્ઠાનમાં બેસે છે, તેથી કોઈએ એમને વિક્ષેપ કરવો નહીં.

ત્રણ દિવસ અને ત્રણ રાત્રીના બદલે માત્ર એક રાત્રી પસાર થઈ ત્યાં શ્રીહરિની કૃપાથી સ્વામીનો મનોરથ પૂર્ણ થયો.

બીજા દિવસની વહેલી સવારનો સમય હતો. ઓરડીમાં અજવાળા પથરાયા. અતિ અદ્‌ભૂત એવા શીતળ શાંત તેજના વાદળો ઘેરાયા. એ તેજમાં ભગવાન શ્રીહરિની કિશોર મૂર્તિ મંદ મંદ હસતી ઊભી હતી.

શ્રીહરિને સાક્ષાત્ સામે પ્રગટ થયેલા જોઈને પુરાણી સ્વામીના અંતરમાં અત્યંત આનંદ થયો. પુરાણી સ્વામીની સ્થિતિ ધ્રુવજી જેવી થઈ. એમનું હૃદય ગદ્‌ગદ્ થયું. આંખમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી અને તેઓ મહારાજની સ્તુતિ કરવા લાગ્યા.

પુરાણી સ્વામી ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરી રહ્યા હતા અને ભગવાન સ્વામિનારાયણ તેજોમય કિશોરમૂર્તિ રૂપે પુરાણી સ્વામીની સામે પ્રેમભરી દ્રષ્ટિ કરતાં કરતાં મંદમંદ હસી રહ્યા હતા.

પુરાણી સ્વામી થોડો સમય સુધી આ અદ્‌ભૂત દર્શન કરતા રહ્યા અને આખરે શ્રીહરિ અદ્રશ્ય થયા.

આ રીતે શ્રીજી મહારાજના સાક્ષાત્કારથી પુરાણી સ્વામી ભારે ધન્યતા અનુભવવા લાગ્યા.

આ બાજુ મંડળના સર્વ સંતો પુરાણી સ્વામીની ચિંતા કરી રહ્યા હતા. સ્વામીની આજ્ઞા હોવાથી ઓરડીમાં વિક્ષેપ કરવાની કોઈની હિંમત ચાલતી નહોતી.

આખરે શ્રીહરિની દિવ્ય અનુભુતિ પ્રાપ્ત કરી પુરાણી સ્વામીએ અનુષ્ઠાન પૂર્ણ કર્યું. શ્રીહરિના સાક્ષાત્કારને લીધે પુરાણી સ્વામીનું મુખારવિંદ અત્યંત દેદિપ્યમાન બની ગયું હતું. એમના રોમેરોમમાંથી શ્રીહરિની દિવ્ય અનુભૂતિનો આનંદ નીતરી રહ્યો હતો જે દર્શન કરનારાઓના અંતરમાં અત્યંત આશ્ચર્ય પેદા કરતો હતો.

પુરાણી સ્વામીની તીવ્ર શ્રદ્ધા અને મહારાજની મૂર્તિમાં અપાર હેતને લીધે મોટા સંતોએ બતાવેલો પ્રયોગ ધાર્યા કરતા ટૂંક સમયમાં સફળ નીવડ્યો હતો.

## સદ્‌ગુરુ વચને સાક્ષાત્કાર

આ બાજુ ભાઈશંકરભાઈના અંતરમાં શ્રીહરિના સાક્ષાત્કારની પ્યાસ ભારે બળવત્તર બની રહી હતી. એમના મનમાં થતું હતું કે, 'સ્વામી મને સાક્ષાત્કારનો ઉપાય ક્યારે બતાવશે.'

ભાઈશંકરભાઈને ખ્યાલ આવ્યો કે, સ્વામીનું અનુષ્ઠાન પૂર્ણ થયું છે. એટલે તેઓ સ્વામી પાસે આવ્યા અને બે હાથ જોડી કહ્યું, 'સ્વામી! હવે કરૂણા કરીને મને જલ્દી શ્રીહરિના પ્રત્યક્ષ દર્શન કરવાનો ઉપાય બતાવો.'

પુરાણી સ્વામીએ કહ્યું, 'ભાઈશંકર ! તમે શ્રદ્ધા અને પ્રેમથી ત્રણ દિવસ અને ત્રણ રાત્રી મહારાજનું ભજન કરો. મહારાજ તમને પ્રત્યક્ષ દર્શન આપશે.'

સદ્‌ગુરુ વચનમાં વિશ્વાસ રાખી ભાઈશંકરભાઈ પોતાને ઘેર ગયા અને એકાંત ઓરડામાં શ્રીહરિની મૂર્તિ પધરાવી, ઘીનો દિવો કરી, હાથમાં જપમાળા લઈ અને 'સ્વામિનારાયણ' મહામંત્રનું ભજન કરવા લાગ્યા. સમય વીતવા લાગ્યો એમ એમ ભાઈશંકરભાઈનું ભજન ગહન થવા લાગ્યું. એમની શ્રદ્ધા ઉત્તરોત્તર વધવા લાગી. શ્રીહરિની મૂર્તિમાં એમની એકાગ્રતા વધવા લાગી. તેઓ ભજનમાં તલ્લીન બની ગયા.

કોઈ હરિભક્તે પુરાણી સ્વામીને સમાચાર આપ્યા કે, 'ભાઈશંકરભાઈ તો ભજનમાં ઊંડા ઉતરી ગયા છે.'

શિષ્યની ઉત્કૃષ્ટ શ્રદ્ધાની વાત સાંભળી પુરાણી સ્વામી અત્યંત રાજી થયા અને મહારાજને પ્રાર્થના કરી કે, 'હે મહારાજ! આપે મને દર્શન દઈને કૃતાર્થ કર્યો એ જ રીતે ભાઈશંકરને પણ પ્રત્યક્ષ દર્શન દઈને કૃતાર્થ કરો.'

આ બાજુ ભજન કરતા કરતા ભાઈશંકરભાઈને ત્રણ દિવસને ત્રણ રાત્રી વિત્યા. ચોથા દિવસની વહેલી સવારે શ્રીહરિએ ભાઈશંકરભાઈને પ્રત્યક્ષ દર્શન દીધા. ભાઈશંકરભાઈ તો અત્યંત ભાવવિભોર બની શ્રીજી મહારાજને દંડવત પ્રણામ કરવા લાગ્યા.

સ્વામિનારાયણ મહામંત્રનું અખંડ ભજન અને પુરાણી સ્વામી જેવા અનુભવ સિદ્ધ સદ્‌ગુરુના આશીર્વાદથી ભાઈશંકરભાઈ કૃતાર્થ થઈ ગયા.

આ પ્રત્યક્ષ દર્શન સ્વપ્ન નથી, ભ્રમણા નથી પણ સત્ય છે એની ખાતરી કરાવવી હોય એ રીતે ભગવાન શ્રીહરિએ ભાઈશંકરભાઈને કહ્યું, 'ભાઈશંકર! તમે પુરાણી ગોપીનાથદાસજીને કહેજો કે તેઓ તત્કાલ ગોંડલ જાય. ગોંડલમાં બ્રહ્મચારી શાંતાનંદજીને આજે રાત્રે બાર વાગે અમે અમારા ધામમાં તેડી જશું.' આટલો સંદેશો કહીને શ્રીજીમહારાજ અદ્રશ્ય થઈ ગયા.

શ્રીજી મહારાજના પ્રત્યક્ષ દર્શન પામીને ભાઈશંકરભાઈ તો ગાંડા-ઘેલા જેવા થઈ ગયા.

તેઓ સ્નાન, પૂજાપાઠથી પરવારીને ઝડપથી મંદિરમાં આવ્યા. આ સમયે પુરાણી સ્વામી પુજા કરી રહ્યા હતા.

ભાઈશંકરભાઈ તો પુરાણી સ્વામીને દંડવત કરતા જાય અને આંખોમાંથી અશ્રુધારાઓ વહેતી જાય.

પુરાણી સ્વામીએ ભાઈશંકરભાઈની સામે દ્રષ્ટિ કરી. ભાઈશંકરભાઈની મુખારવિંદની આભાને જોઈને જ પુરાણી સ્વામી પામી ગયા કે, ભાઈશંકરને મહારાજના પ્રત્યક્ષ દર્શન થઈ ચુક્યા છે.

પુરાણી સ્વામી બોલ્યા, 'કેમ ભાઈશંકર! તમારો મનોરથ પુરો થયો ?' ભાઈશંકરભાઈ બોલ્યા, 'હા સ્વામી! આપની કૃપાથી મને આજે વહેલી સવારે શ્રીજી મહારાજના પ્રત્યક્ષ દર્શન થયા છે.'

પુરાણી સ્વામીએ અંતર્યામી ભાવથી પુછ્યું, 'ભાઈશંકર! મહારાજે મારા માટે કોઈ સંદેશ કહ્યો છે ?'

ભાઈશંકરભાઈ બોલ્યા, 'હા સ્વામી! મહારાજે તમને તત્કાલ ગોંડલ જવા કહ્યું છે. મહારાજ આજે રાતે બ્રહ્મચારી શાંતાનંદજીને ધામમા તેડી જશે.'

ભાઈશંકરભાઈની વાત સાંભળી પુરાણી સ્વામી પણ ગદ્‌ગદિત થઈ ગયા અને પોતાના શિષ્ય દેવપ્રસાદદાસજી સ્વામીને સાથે લઈને તત્કાળ ગોંડલ જવા રવાના થયા.

## બ્રહ્મચારી શાંતાનંદજી

શાંતાનંદ બ્રહ્મચારી અચિંત્યાનંદજી બ્રહ્માચારી મહારાજના કૃપાપાત્ર શિષ્ય હતા. અચિંત્યાનંદ બ્રહ્મચારી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય હતા. આ અચિંત્યાનંદ બ્રહ્માચારી મહારાજે સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી અને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજની આજ્ઞાથી 'હરિલીલાકલ્પતરુ' જેવો મહાન ગ્રંથ સંસ્કૃતભાષામાં લખ્યો છે.

અચિંત્યાનંદ બ્રહ્મચારી મહારાજની સેવા કરીને શાંતાનંદ બ્રહ્મચારીએ પોતાના ગુરુનો ખૂબ જ રાજીપો મેળવ્યો હતો. ગુરુની કૃપાથી શાંતાનંદ બ્રહ્મચારી ધર્મનિષ્ઠ

અને મહાન કથાકાર થયા હતા.

બ્રહ્મચારી શાંતાનંદજી સાથે પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને ઘણોજ પૂજ્યભાવ અને મહિમાભાવ રહેતો અને પુરાણી સ્વામીની સાધુતા અને તેજસ્વી વિદ્વતા નિહાળીને બ્રહ્મચારી મહારાજ પણ ખૂબ જ પ્રસન્ન હતા.

યુવાન પુરાણી સ્વામી અને વયોવૃદ્ધ બ્રહ્મચારી મહારાજ ઘણીવાર સાથે બેસીને સત્સંગની પ્રણાલિકાની જૂની વાતો કરતા અને તત્વજ્ઞાનના સિદ્ધાંતોની ચર્ચા કરતા.

ભાઈશંકરભાઈએ કહેલ સંદેશો સાંભળીને પુરાણીસ્વામી ગોંડલ પધાર્યા. શાંતાનંદ બ્રહ્મચારી એક મહિનાથી ખૂબ જ બિમાર રહેતા. પુરાણી સ્વામીએ બ્રહ્મચારી મહારાજનો દંડવત પ્રણામ કરીનો શ્રીજીમહારાજનો સંદેશો કહી સંભળાવ્યો.

શ્રીજીનો સંદેશ સાંભળીને બ્રહ્મચારી રાજી રાજી થઈ ગયા અને ધામમાં જવાની તૈયારી કરી લીધી.

શ્રીજીમહારાજે કહ્યુ હતું એ જ રીતે સંવત ૧૯૫૮ ના ચૈત્ર વદ ૪ ની રાત્રિના ૧૨ વાગે મહારાજ શાંતાનંદ બ્રહ્મચારી મહારાજને ધામમાં તેડી ગયા.

આ સમયે પુરાણી સ્વામી ગોપીનાથદાસજી અને શાંતાનંદ બ્રહ્મચારીના શિષ્યો બ્રહ્મચારી મહારાજની પાસે બેઠા હતા.

અક્ષરધામમાં જવાની અલૌકિક રીત તો સ્વામિનારાયણ સંપ્રદાયમાં જ જોવા-સાંભળવા મળે છે. જેમણે શ્રીજી મહારાજને એકાંતિક ભાવે ઉપાસ્યા છે અને જીવનભર મહારાજની આજ્ઞા પાળવાનું અનુસંધાન રાખ્યું છે, તેમને શ્રીજી મહારાજ અવશ્યપણે પોતાના દિવ્ય ધામમાં તેડી જાય છે અને તેઓ અક્ષરધામમાં મુક્તોની પંક્તિમાં શ્રીજીના સ્વરૂપનો દિવ્ય અખંડ આનંદ માણે છે.

## નૂતન મંદિરોના નિર્માણ

પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ જૂનાગઢ પ્રદેશના વિસ્તારોમાં સત્સંગ વિચરણ કરીને કેટલાક ગામોમાં નવા મંદિર તૈયાર કરાવ્યા અને કેટલાક જૂના જર્જરિત મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા છે. મંદિર નિર્માણ કરવા પાછળ મુખ્ય હેતુ અનેક જીવોના કલ્યાણનો જ હોય છે અને આવી સેવા દ્વારા ભગવાન પ્રસન્ન થાય છે એવા શુભ આશયથી આપણા સંતો મંદિરના નિર્માણ કરતા.

જેતપુરમાં ખૂબ જ દાખડો કરીને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ શ્રીજીમહારાજના ગાદી સ્થાને હરિમંદિર બનાવ્યું હતું. તેમાં પુરાણી સ્વામી ગોપીનાથદાસજીની સેવાભાવના, સુઝબુઝ અને આયોજન શક્તિના દર્શન થયા હતા તેથી સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ પુરાણી સ્વામીને આજ્ઞા કરેલી કે આ સ્થાને સુંદર મંદિર તૈયાર કરાવજો.

સ્વામીની આજ્ઞાથી પુરાણી સ્વામીએ જેતપુરના સત્સંગીઓ માંડણભાઈ કાપડીયા વગેરેને પ્રેરણા કરેલી તેથી તેઓએ જેતપુર મંદિરના નિર્માણમાં ખૂબ ભાવપૂર્વક સેવા કરેલી. માંડણભાઈ કાપડીયાને કોઈ સંતાન નહોતું. તોપણ નિષ્કામભાવે પુરાણી સ્વામીની આજ્ઞા પ્રમાણે સેવા કરતા.

એમની નિષ્ઠાપૂર્ણ સેવાથી પ્રસન્ન થઈને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ માંડણભાઈને વગર માગ્યે દિકરો આપેલો. પુરાણી સ્વામીના આશીર્વાદથી એમના ઘેર પુત્ર રત્નની પ્રાપ્તિ થઈ. પરિવારજનોએ આ આશીર્વાદથી થયેલા પુત્રનું નામ ગોવિંદ પાડયું.

જેતપુર ખાતે ભવ્ય મંદિર તૈયાર થયું; મૂર્તિપ્રતિષ્ઠા કરવાની હતી. ગામમાંથી કોઈ યજમાન તરીકે સત્સંગી તૈયાર નહોતા ત્યારે ગોરધનભાઈ લુહારના હાથનું કાંડું ઝાલીને પુરાણી સ્વામીએ કહ્યું, 'તુ આ મૂર્તિપ્રતિષ્ઠા વિધિના યજ્ઞમાં બેસ.' ત્યારે ગોરધનભાઈ કહે, 'સ્વામી! હું તો વ્યવહારે નબળો છું અને વળી વાંઝિયો છું, કોઈ સંતાન નથી.' ત્યારે પુરાણી સ્વામી શ્રીજીમહારાજને અંતરમાં ધારીને પ્રબળ પ્રભાવથી બોલ્યા, 'અલ્યા ગોરધન! દીકરા દીકરા શું કરે છે!! જા મહારાજ તને ત્રણ દીકરા આપશે અને વ્યવહારે પણ સુખીયો થઈશ.'

પુરાણીસ્વામીની આજ્ઞાથી ગોરધનભાઈએ યજ્ઞ વિધિમાં લાભ લીધો અને એમના ઘેર ત્રણ દીકરા થયા. આ રીતે કોઈ પણ જીવાત્માને શુભ હેતુમાં જોડવા અને આ લોક પરલોકમાં સુખીયા કરવા એ જ મોટા પુરુષોનું જીવનકાર્ય હોય છે. ભગવાન પણ આવા પુરુષોના વચન સત્ય કરવા બંધાયેલા છે.

પુરાણીસ્વામી ગોપીનાથદાસજીએ આ રીતે કુંભાજીની દેરડી, ભાચા, ટીંબી, ચાડીયા, કુંકાવાવ, ભડીયાદર વગેરે અનેક ગામોમાં મંદિરના નવનિર્માણ અને જીર્ણોદ્ધારના સેવાકાર્ય કરાવ્યા છે અને તે ગામડાઓમાં પુરાણી સ્વામીએ ભગવાન સ્વામિનારાયણના પ્રગટ પ્રતાપ અને ઐશ્વર્યના દર્શન પણ કરાવ્યા છે. તેમાંના કેટલાક પ્રસંગો માણવા જેવા છે.

## દેરડી ગામમાં ઐશ્વર્ય દર્શન

સ્વામી બાલમુકુંદદાસજીની આજ્ઞાથી દેરડી ગામમાં નવું પાકું મંદિર તૈયાર કરવામાં સ્વામી ધર્મસ્વરુપદાસજી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજી વગેરે સંતોએ ખૂબ સેવા કરેલી. ખૂબ સરસ મંદિર તૈયાર થયું પરંતુ હનુમાનજીની મૂર્તિ હજુ તૈયાર થઇ નહોતી તેથી હરિમંદિરમાં ભગવાન શ્રી સ્વામિનારાયણની પ્રતિષ્ઠા કર્યા પછી હરિભક્ત રામભાઇએ પુરાણી સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! મંદિરમાં હનુમાનજીની મૂર્તિ પધરાવો તો ખૂબ સારું થાય અને ગામના બધા લોકો દર્શને આવે.'

પુરાણી સ્વામીએ કહ્યું કે 'હનુમાનજીની મૂર્તિ બનાવતા સમય લાગશે. પરંતુ જો આ ગામના દરબારગઢમાં શ્રીજી મહારાજ પધાર્યા હતા ત્યારે જે પથ્થર ઉપર ચરણ રાખીને માણકી ઘોડીએ અસવાર થયા હતા એ પથ્થર જો દરબાર આપે તો આપણે એને હનુમાનજી તરીકે પધરાવીએ.'

ગામના દરબાર સારા હરિભક્ત હતા. પુરાણી સ્વામીએ કરેલી વાત હરિભક્તોએ દરબાર પાસે પહોંચાડી ત્યારે દરબારે ખૂબ રાજી થઇને એ પ્રસાદીનો પત્થર મંદિરમાં આપવાની હા પાડી. એ મોટા વજનદાર પત્થરને બળદગાડાંમાં ચઢાવીને હરિભક્તો મંદિરમાં લાવ્યા. પુરાણી સ્વામીએ એ પ્રસાદીના પત્થર પર સિંદુર લગાવ્યો અને ધૂપ-દીપ કરીને સ્વામી ધર્મસ્વરુપદાસજી સ્વામી પાસે આરતી ઉતરાવી અને હનુમાનજી તરીકે પ્રતિષ્ઠા કરવામાં આવી. આજે પણ આ પ્રસાદીના હનુમાનજી દેરડી ગામમાં બિરાજે છે અને ભક્તજનોના મનોરથ પૂર્ણ કરે છે.

## ભૂત ભગાડ્યું

આધુનિક વિજ્ઞાન અને સુવિકસિત ટેકનોલોજીના યુગમાં પણ ભૂત-પ્રેતાદિકની માન્યતાઓ અને અનુભવો ચર્ચાનો વિષય રહ્યા છે ત્યારે આ વાતો તો ૧૫૦ વર્ષ પહેલાની છે. પુરાણી સ્વામી ગોપીનાથદાસજી જેવા સંતો શ્રીજી મહારાજનું બળ પ્રેરીને ભૂત-પ્રેતાદિકના ભયમાંથી લોકોને મુક્ત કરતા.

દેરડી ગામની જ આ ઘટના છે. એક વખત પુરાણી સ્વામી મંદિરમાં કથાવાર્તા કરી રહ્યા હતા; એ વખતે રામભાઈ આવ્યા અને પુરાણી સ્વામીને કહ્યું, 'સ્વામી! રાણાને કંઈક થઈ ગયું છે. આખું શરીર લાકડાં જેવું થઈ ગયું છે અને પડયો પડયો ધ્રુજે છે. સ્વામી તમે દયા કરો તો એને સારું થઈ જાય.'

પુરાણી સ્વામી કહે, 'તમે એને અહીં મંદિરમાં લઈ આવો, ભગવાન બધું સારું કરી દેશે.' સ્વામીની આજ્ઞાથી રાણાભાઈને મંદિરમાં લાવવામાં આવ્યા એટલે એમણે ચીસો પાડવા માંડી અને બોલવા લાગ્યા કે 'હું જાઉં છું... જાઉ છું...'

પુરાણી સ્વામીએ ધૂન ચાલુ રખાવીને પૂછ્યું કે 'તું કોણ છો? ' ત્યારે એ બોલ્યો કે 'હું આડોડિયો છું ' ત્યારે સ્વામીએ ફરી પૂછ્યું કે ' કે આને શા માટે વળગ્યો છે ? ' ભૂતે જવાબ આપ્યો કે ' એ ખાતો હતો ને હું ત્યાં જ બેઠોતો પણ એણે મને કાંઈ ખાવા ન આપ્યું એટલે હું એને વળગ્યો છું, મારે એનો જીવ લઈને જાવું છે, પણ હવે મને જાવા દો. હું બળું છું, મને જવા દો. મને આ તમે જે બોલો છો તેની જ બીક લાગે છે, આખા શરીરે કાળી બળતરા થાય છે. હવે મને પાણી આપો અને મને જાવા દ્યો.'

પુરાણી સ્વામીએ શ્રીજીપ્રસાદીનું જળ ભરેલો પાણીનો પ્યાલો આપ્યો; એને અડતા જ ભૂતે ફરી કારમી ચીસ પાડી. પુરાણી સ્વામીએ સ્વામિનારાયણ ભગવાનનું નામ લઈને જળમાં ફુંક મારી અને કહ્યું 'લે હવે પી જા.'

રાણાના શરીરમાં રહેલ ભૂતે એ પાણી પીધું. પુરાણી સ્વામીએ રાણાના મસ્તકની ચોટલી છોડી નાખી. ભૂત તેના શરીરમાંથી ભાગી ગયું અને રાણાભાઈ સ્વસ્થ થયા.

આ રીતે દેરડી ગામમાં દોંગા પરિવારનાં કુટુંબીઓમાં અને કાઠી દરબારોમાં સત્સંગનું અનેરું બળ પુરાણી સ્વામી ગોપીનાથ દાસજીએ પ્રેર્યુ હતું.

## નાગદેવતાનો ઉદ્ધાર

શ્રીજી મહારાજના સમકાલીન ભક્તરાજ રામભાઈ ભંડેરી ચાડિયા ગામે રહેતા હતા. અમરેલી નજીક આવેલા આ ગામમાં સ્વામિનારાયણ મંદિર નહોતું, તેથી જ્યારે ગામમાં સંતો સત્સંગ કરવા પધારે ત્યારે ઉતારા માટે ચિંતા રહેતી. રામભાઈ ભંડેરીના વંશજો સારો સંત્સગ રાખતા. તેમણે ભજન-ભક્તિ કરવા અને સંતોના ઉતારા માટે

નાનકડું મંદિર બાંધવાનો નિર્ણય કર્યો અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને આ અંગે વાત કરી.

રામભાઈ ભંડેરીના પુત્ર જીવાભાઈ તથા વાળા દરબાર નથુભા વગેરે હરિભક્તોને રાજી કરવા પુરાણી સ્વામીએ મંદિર કરાવી આપવાની માગણી સ્વીકારી અને ઈંટો પાડવા માટે ભલામણ કરી. હરિભક્તોને ભલામણ કરીને પુરાણી સ્વામી સંતમંડળ સાથે ગોખરવાળા, સોનારીયા, ચાંદગઢ, પીઠવાજાળ, તરકતળાવ વગેરે ગામડાઓ ફરીને ચાડીયા ગામે પધાર્યા.

આ ગામના જ એક હરિભક્તને પ્રેરણા કરીને મંદિર માટે જમીન પસંદ કરી, ઉત્સાહી ભક્તજને મંદિર બનાવવા માટે પોતાની જમીન દાનમાં આપી. પુરાણી સ્વામીની આજ્ઞા મુજબ મંદિરના પાયા ખોદવાનું સેવાકાર્ય શરૂ થયું. એ સમયમાં ઓછામાં ઓછી સાધન સામગ્રીથી મંદિરોના નિર્માણ કરવા સંતો હરિભક્તો જાત મહેનત કરતા.

મંદિરનું ચણતર શરૂ થતાં તેમાં બારી-બારણા માટે લાકડાની જરૂર પડી. એ જ ગામમાં એક પીપળો હતો. બધા હરિભક્તોએ પુરાણી સ્વામીને વાત કરી કે જો આ પીપળો કાપીને લાકડા મળી જાય તો મંદિરનું કામ ઘણું સરળ થઈ જાય, પરંતુ આ પીપળાની પોલમાં એક ભયંકર નાગદેવતા રહે છે, કોઈને પાસે આવવા દેતા નથી.

પુરાણી સ્વામીએ હરિભક્તો પાસેથી હકીકત જાણી અને જેની માલિકીનો એ પીપળો હતો તેને પણ પૂછી લીધું. પીપળાનો અને નાગદેવતાનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો. પીપળો ભગવાનની વિભૂતિ ગણાય અને નાગદેવતા પણ દૈવી છે. તેથી બંનેનો મંદિરની સેવા માટે ઉપયોગ કરવામાં કાંઈ વાંધો નહી. ભગવાનનું કામ છે તેથી ભગવાન સાથે રાખવાથી બધી જ અનુકૂલતા થઈ રહેશે એમ માનીને પુરાણી સ્વામીએ બીજા દિવસે પીપળા પાસે જઈ પ્રસાદીનું જળ છાંટ્યું. તરત જ એક મોટો કાળોતરો નાગ બહાર આવ્યો અને ફેણો પછાડવા લાગ્યો. પુરાણી સ્વામીએ જરાપણ ખચકાયા વિના એ નાગદેવતા ઉપર અંજલિ છાંટી એટલે એ શાંત થઈ ગયો. બીજી અંજલિ છાંટતા પુરાણી સ્વામી બોલ્યા, 'હે દેવતા! તારા ક્રોધી સ્વભાવ અને તીવ્ર વાસનાને લીધે તારે સર્પ થવું પડયું છે અને આ તમોગુણી સ્વભાવને વશ થઈને તે કેટલાય નિર્દોષ માનવીઓ પ્રાણીઓનો ભોગ લીધો છે; હવે ક્યાં સુધી આ યોનિમાં ભટકવું છે? માટે જા હવે બદ્રિકાશ્રમમાં, ત્યાં તપ કરીને સત્સંગમાં જન્મ ધારણ કરીને મોક્ષભાગી બનો.'

પુરાણી સ્વામીના વચનો સાંભળીને નાગદેવતાએ પાંચ વખત ફેણ નીચે નમાવીને નમસ્કાર કર્યા અને ત્યાંથી સડસડાટ ચાલ્યા ગયા. ગામના સૌ લોકો આ દૃશ્ય નિહાળીને આશ્ચર્ય પામ્યા. પુરાણી સ્વામીની ભગવાન પ્રત્યેની નિષ્ઠા અને હિંમત જોઈને સહુ પ્રભાવિત થયા.

આ રીતે ચાડીયા ગામના ગોંદરે ઊભેલા પીપળાનો અને સર્પનો ઉદ્ધાર કરીને પુરાણી સ્વામીએ ગામ લોકોને ભયમુક્ત કર્યા અને મંદિર માટે લાકડાની વ્યવસ્થા કરી આપી.

## જૂનાગઢ મંદિરમાં સેવા

શ્રી સ્વામિનારાયણ મંદિર જૂનાગઢના પ્રથમ મહંત તરીકે શ્રીજી મહારાજે અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની નિમણુક કરી. સ્વામીએ સં.૧૮૮૪ થી સં. ૧૯૨૩ સુધી એમ ચાલીસ વર્ષ મહંત પદે રહી રાધારમણ દેવની સેવા કરી. ત્યારપછી સદ્‌ગુરુ બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ છ માસ, સદ્‌ગુરુ રઘુવીરચરણદાસજી સ્વામીએ ત્રણ વર્ષ અને સ્વામી મુકુંદચરણદાસજીએ પચ્ચીસ વર્ષ સુધી રાધારમણ દેવના કોઠારી તરીકે સેવા બજાવી હતી.

સ્વામી મુકુંદચરણદાસજી પછી સ્વામી

ધર્મસ્વરુપદાસજી કોઠારી તરીકે નિમાયા ત્યારે પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ મંદિરની સરસ સેવા બજાવી હતી. ત્યાર પછી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ૧૪ વર્ષ સુધી મહંત તરીકે રહ્યા ત્યારે પણ પુરાણી સ્વામી તેમની મદદમાં સક્રિય રહ્યા હતા. એટલું જ નહિ પણ સ્વામી નારાયણદાસજીએ બીજી વખત કોઠારી તરીકે જવાબદારી સંભાળી ત્યારે પુરાણી સ્વામી ગોપીનાથદાસજી એમની સહાયમાં જોઈન્ટ કોઠારી તરીકે હતા અને એ નિમણૂંક સ્વામી નારાયણદાસજીએ પોતે જ કરાવી હતી.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્‌ગુરુ ગોપીનાથદાસજી સ્વામી બન્નેની જોડી નરનારાયણની જોડી સમાન શોભતી.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી કુશળ વહીવટકર્તા હતા તો પુરાણી સ્વામી સમર્થ વિદ્વાન અને મધુરભાષી કથાકાર હતા. સત્સંગના અભ્યુદય માટે ચંદનની પેઠે સતત ઘસાઈને ચોમેર સુવાસ પ્રસરાવવી એવી બન્ને સદ્‌ગુરુઓની રુચિ હતી.

જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરમાં પાણીની થોડી તકલીફ હતી. મંદિરમાં પાણી પૂરું પાડવા સેવાભાવી સંતો ને પાર્ષદો હાથે ફાળકા ખેંચી ખેંચીને થાકી જતા. પાણીની આ મુશ્કેલી દૂર કરવા સ્વામી નારાયણચરણદાસજી અને પુરાણી સ્વામીએ વાડીના કૂવા ઉપર બે પવનચક્કીઓ ગોઠવી. પાણીના સંગ્રહ માટે ટાંકીની જરુરિયાત ઉભી થતા પુરાણી સ્વામીએ કારીગર પાસે પાકી મજબૂત બે ટાંકીઓ કરાવી જેમાં પવનચક્કી વડે પાણીનો સંગ્રહ થતાં ઘણી રાહત થઈ.

આ ટાંકીઓ હાલ જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરની વાડીમાં છે.

## સંતોને સંસ્કૃતનો અભ્યાસ

ભગવાન સ્વામિનારાયણને કોઈ સંત સંસ્કૃત શાસ્ત્રનો અભ્યાસ કરે એ ખૂબ જ ગમતું. ભગવાન સ્વામિનારાયણે મોટી ઉંમરના અને પોતાની મૂર્તિમાં જ રત રહેનારા સંતોને પણ સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરવાની આજ્ઞા કરી હતી.

ભગવાન સ્વામિનારાયણની રુચિને સમજીને જ પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ વડતાલમાં રહીને સંસ્કૃતનો ઉચ્ચ અભ્યાસ કર્યો હતો. સાથો સાથ નંદ સંતોની સેવા કરીને એમના આશીર્વાદ મેળવ્યા હતા.

પુરાણી સ્વામીના અંતરમાં સંતોને સંસ્કૃતનો અભ્યાસ કરાવવાની ખૂબ જ ધગશ હતી. 'પોતે જે વિદ્યા ભણ્યા હોઈએ એ બીજાને ભણાવવી' શિક્ષાપત્રીમાં સહજાનંદ સ્વામીએ આપેલ આજ્ઞાના પુરાણી સ્વામી ભારે હિમાયતી હતા. એટલું જ નહિં પણ પોતે સંતોને પ્રોત્સાહન આપી આગ્રહથી ભણાવતા. ભણનારા સંતો પર ખૂબ પ્રેમભાવ રાખતા. આથી જૂનાગઢ મંદિરના બધા ભણનારા સંતો સ્વામી પાસે રહી હોંશે હોંશે ભણતા.

પુરાણી સ્વામીની ભણાવવાની પદ્ધતિ બહુ સારી હતી. એમણે સંસ્કૃત ભણાવીને ઘણા પુરાણીઓ તૈયાર કર્યા હતા. જેમાંના કેટલાક તો નામાંકિત કથાકારો પણ બન્યા હતા. પુરાણી પતિતપાવનદાસજી, પુરાણી હરિનારાયણદાસજી, પુરાણી શ્યાસુંદરદાસજી, પુરાણી વ્રજવલ્લભદાસજી આ બધા પુરાણીઓને ભણાવી ગણાવી પુરાણી સ્વામીએ તૈયાર કર્યા હતા.

પોતાના નાના સાધુ ધર્મજીવનદાસજી ધોળે કપડે હતા ત્યારથી જ પુરાણી સ્વામીએ ભારે ખંતથી એમને સંસ્કૃત ભણાવવાનું શરુ કર્યું હતું. પ્રારંભમાં મળેલ પ્રેરણા અને પ્રોત્સાહનથી સ્વામી ધર્મજીવનદાસજીને સંસ્કૃત ભાષા પ્રત્યે ભારે અભિરુચિ ઉત્પન્ન થયેલી.

## સાહિત્યનું જતન

પુરાણી સ્વામીને સંપ્રદાયના સાહિત્યના રક્ષણ અને પ્રચાર માટે ભારે અભિરુચિ હતી. એથી એમણે સત્સંગ સાહિત્ય પ્રચાર સમિતિની સ્થાપના કરી હતી અને સહુના આગ્રહથી પુરાણી સ્વામીએ પોતે એ સમિતિના પ્રમુખપદની જવાબદારી સંભાળી હતી.

પૂજ્ય પુરાણી સ્વામીએ મંદિરમાં રહેતા સંતોના અભ્યાસ માટે વિશાળ ગ્રંથાલયનું નિર્માણ કર્યુ. જેમાં ઉપયોગી પ્રાચીન ગ્રંથો, પુરાણો, સત્શાસ્ત્રો તેમજ સંપ્રદાયના વિવિધ ગ્રંથો વસાવવામાં આવ્યા.

આ પુસ્તકાલયમાં સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષાના ઘણા સારા ગ્રંથો હતા. હવેલીમાં આગ લાગી એ વખતે પુસ્તકાલયમાં રહેલા અપ્રાપ્ય, પ્રાચીન અને દુર્લભ ગ્રંથો બળીને ખાખ થઈ ગયા.

રાજકોટ ખાતે હરિભક્ત શ્રી દામોદરભાઈએ મુદ્રણાલય શરુ કર્યું એટલે સ્વામી બાલમુકુંદદાસજીને વિચાર આવ્યો કે આ પ્રેસમાં ઈષ્ટદેવ શ્રીહરિની પરાવાણી વચનામૃત છપાવીએ તો સત્સંગમાં સહુને વચનામૃત ગ્રંથ મેળવવો સુલભ બને.

સદ્ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ વચનામૃત પ્રકાશનની જવાબદારી પુરાણી સ્વામીને સોંપી હતી અને પુરાણી સ્વામીએ એ કાર્ય સારી રીતે પૂર્ણ કર્યું હતું.

## કાશીમાં વિજય ડંકો

સંવત્ ૧૯૬૪ની સાલમાં શારદાપીઠના શંકરાચાર્યજી શ્રી માધવતીર્થે કેટલાક તેજોદ્વેષી લોકોના ઈર્ષ્યાભાવથી પ્રેરાઈને સ્વામિનારાયણ સંપ્રદાય સામે મોટો કલહ ઉભો કર્યો હતો.

એણે એવો અવળો પ્રચાર શરુ કર્યો કે આ સંપ્રદાય તો અવૈદિક છે માટે ઉચ્ચ વર્ણના બ્રાહ્મણાદિક લોકો આ સંપ્રદાયનો આશ્રય ન કરી શકે. આથી સંપ્રદાયમાં ભારે ખળભળાટ મચી ગયો.

વડતાલમાં આચાર્ય શ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજ ને અમદાવાદમાં આચાર્ય શ્રી વાસુદેવપ્રસાદજી મહારાજ ગાદીએ હતા. સમગ્ર સંપ્રદાયના વિદ્વાન્ સંતો તથા સમજુ હરિભક્તોના લોહી ઉકળી ઉઠ્યા હતા.

શંકરાચાર્યના આવા હડહડતા જૂઠાણાનો જડબાતોડ જવાબ આપવા વડોદરા, ઉમરેઠ, નાંદોલ, ભદામ વગરે ઘણે સ્થળે ઉગ્ર વાદવિવાદની સભાઓ યોજાણી હતી. શંકરાચાર્યના શિષ્યોએ પૂછેલ પ્રશ્નોને કરેલ આક્ષેપોના આપણા સંપ્રદાયના વિદ્વાન સંતોએ શાસ્ત્ર, પુરાણ ને વેદોક્ત રીતે ઉત્તરો આપ્યા છતાં વિરોધીઓએ એને માન્ય ન રાખ્યા જેથી સામસામા કોર્ટમાં કેસ પણ થયા અને આખો મામલો કાશી સુધી પહોંચ્યો.

કાશીમાં વિદ્વાન પંડિતોની સભા યોજાણી જેમાં આપણા સંપ્રદાયને ઉદ્દેશીને કરવામાં આવેલા પ્રશ્નોના આપણા વિદ્વાન સંતોએ શાસ્ત્રીય રીતે સુંદર ઉત્તર આપ્યા જે ત્યાંની વિદ્વત્ સભાએ માન્ય રાખ્યા ને પછી આપણા તરફથી શંકરાચાર્યના શિષ્યોને પ્રતિપ્રશ્નો પૂછવામાં આવ્યા જેના જવાબ આપવામાં એમણે ઘણા પ્રયાસો કર્યા પણ શાસ્ત્રીય રીતે તો કશા જ ઢંગધડા વગરના જવાબોને કાશીના પંડિતોએ માન્ય કર્યા નહિં.

છેવટે કાશીના ૩૦૦ ઉપરાંત પંડિતોએ સ્વામિનારાયણ સંપ્રદાય વૈદિક છે એવો નિર્ણય આપ્યો. વિરોધીઓના હાથ હેઠા પડ્યા અને આપણા સંપ્રદાયનો ભવ્ય વિજય થયો.

આ વિજયના ઘડવૈયા હતા આપણા વિદ્વાન સંતો જેમાં શાસ્ત્રી બળરામદાસજી, શાસ્ત્રી મુનેશ્વરદાસજી તથા પુરાણી ગોપીનાથદાસજી તથા પ. ભ. નાથજીભાઈ શુક્લ આદિ અનેક નામી અનામી ઘણાએ સંપ્રદાયની વૈદિકતા પુરવાર કરવા અપૂર્વ સેવા બજાવી હતી.

આચાર્ય શ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજે પુરાણી ગોપીનાથદાસજીને વડતાલ તેડાવી ખૂબ જ પ્રસન્નતા વ્યક્ત કરી.

બે ત્રણ મહિના પછી પુરાણી સ્વામી આ સંતમંડળ સાથે જૂનાગઢ પધાર્યા ત્યારે એમણે કરેલ સંપ્રદાયના દિગ્વિજયની વાત અગાઉથી જૂનાગઢ પહોંચી ગઈ હતી.

સમર્થ સંતવર્ય સ્વામી બાલમુકુંદદાસજીએ સભામાં પુરાણી સ્વામી તથા સાથેના સંતોને પ્રસાદીના ફૂલહાર પહેરાવી પ્રસન્ન થઈ રુડા આશીર્વાદ આપ્યા.

# ટીંબીના ભુટા શેઠ

પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ શ્રીહરિની કૃપા અને મોટા સંતોના આશીર્વાદથી ઘણાય આશ્ચર્યજનક પરચાઓ બતાવી આર્ત ભક્તજનોનાં દુઃખ દૂર કર્યાં હતાં. જેમાના કેટલાકનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ઉના પાસે ફૂલજર નદીને કાંઠે ટીંબી ગામ વસેલું છે. અહીં વાણિયાઓનો સારો સત્સંગ છે. એક વખત પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ટીંબી પધાર્યા. સહુના આગ્રહથી પુરાણી સ્વામી અહીં થોડા દિવસ રોકાયા. પ્રસંગોપાત એક દિવસ વાત નીકળી કે સ્વામી મહાપુરુષદાસજીને વચને વચ્છરાજ શેઠે આ મંદિર કરાવ્યું તેથી તેમને ત્યાં આ રતનશી શેઠ (ભુટા શેઠ)નો જન્મ થયો. ભુટા શેઠ સર્વ વાતે સુખી છે પરંતુ સંતાનમાં એને દીકરાની ખોટ છે.

આ સાંભળી પુરાણી સ્વામીએ હસતા હસતા કહ્યું, 'શેઠના પિતાએ મંદિર તો સરસ બંધાવ્યું પણ અહીં મંદિરમાં ગણપતિજી અને હનુમાનજી પધરાવવાના બાકી છે. જો ભુટા શેઠ આ બન્ને દેવને પધરાવવાની સેવા કરે તો તેને શ્રીજી મહારાજ બે દીકરા આપે.'

ભુટા શેઠ જરા તર્કબુદ્ધિવાળા હતા એટલે એ બોલ્યા, 'સ્વામી! દીકરો તમારા આશીર્વાદથી થયો એમ ખાત્રી શી રીતે આવે?'

શેઠનું આવું સંશયવાળું વચન સાંભળીને પુરાણી સ્વામી તુરત જ બોલ્યા, 'જુઓ શેઠ! દીકરાનો જન્મ આસો વદ ચૌદશ ને શનિવારે થાય, શરીરનો વર્ણ શ્યામ હોય તો તમારે માનવું કે આ પુત્ર હનુમાનજીએ આપ્યો અને ગણેશ ચોથને દિવસે જન્મ થાય ને શરીરે ગૌરવર્ણ હોય તો માનજો કે ગણપતિજીએ પુત્ર આપ્યો છે.'

પુરાણી સ્વામીની આ સ્પષ્ટ બળભરી વાણી સાંભળી સહુ આશ્ચર્ય પામ્યા. ભુટા શેઠે હનુમાનજી અને ગણપતિજી પધરાવવાનો શુભ સંકલ્પ કર્યો. ભગવાનની અસીમ કૃપા ને સંતના વચને એ જ વર્ષે શેઠને ત્યાં આસો વદ ૧૪ ને શનિવારે પુત્રનો જન્મ થયો. વર્ણ શ્યામ હતો ને તેનું નામ મોહન પાડ્યું. ત્રીજે વર્ષે બરોબર ગણેશ ચોથના દિવસે ગૌરવર્ણના બાળકનો જન્મ થયો તેનું નામ હરગોવિંદ પાડ્યું.

આ પછી પુરાણી સ્વામી ટીંબી પધાર્યા અને હનુમાનજી તથા ગણપતિજી પધરાવવા દેરીનું કામ શરુ કરાવ્યું. શેઠનું ગાડું લઈ પુરાણી સ્વામી પત્થરની ખાણે ગયા. ત્યાં મોટો સારો ધોળો પત્થર પસંદ કરી ગાડા ઉપર ચડાવતા હતા એવામાં પત્થર વચ્ચેથી તુટી ગયો એથી પુરાણી સ્વામીને મનમાં થયું, 'નિષ્કામ ભાવે ધર્મનું કામ કરીએ છીએ ને તેમાં આ વિઘ્ન કેમ આવ્યું? માટે નક્કી આમાં ભુટા શેઠનું કાંઈક કપટ હશે. નહિંતર આમ બને નહિ.'

બીજે દિવસે ભુટા શેઠનું ગાડું લઈ સ્વામી પાછા ખાણે ગયા. પથ્થર ચડાવી રવાના કર્યો. ગામ પાસે નદીનો તટ ચડતા પથ્થરના વજનથી બળદો લપસ્યા, તેમાં એક બળદના પગમાં વધારે પડતું લાગી ગયું. ઘણું બધું લોહી નીકળ્યું. આ જોઈ પુરાણી સ્વામીના દિલમાં બહુ જ દુઃખ થયું. ત્યાંથી તુરત જ મંદિરે આવી ભુટા શેઠનું નામ લઈ કહેવા માંડ્યા, 'ભુટા શેઠને પેટમાં પાપ રાખી અમારી પાસે બારોબાર આ કામ કરાવવું છે, નહિતર આવું ન બને.'

સ્વામી તો જવા તૈયાર થયા પણ સત્સંગીઓએ સ્વામીને પ્રાર્થના કરીને રોક્યા. ભુટા શેઠના માતુશ્રીને ખબર પડતાં એણે મંદિરની ખડકીએ આવી હરિભક્તો દ્વારા બહુ પ્રાર્થના કહેવરાવી. ભુટા શેઠને પુરાણી સ્વામી પાસે મોકલ્યા. આથી ભુટા શેઠ મંદિરે આવી સ્વામીને દંડવત કરવા લાગ્યા એટલે પુરાણી સ્વામીએ હાકલ મારીને કહ્યું, 'બોલ ભુટા! મનમાં શું કપટ રાખ્યું છે? તારા પાપનુંઆ પરિણામ છે નહિતર સારા કામમાં વિઘ્નોઆવે નહી.'

ભુટા શેઠને પોતાની ભૂલ સમજાણી. એમણે સ્વામીની માફી માગતાં કહ્યું, 'મા બાપ! મારા ચોપડામાં મંદિરના પાંચસો રુપિયા પડ્યા હતા તે આ કામમાં વાપરવાનો મેં સંકલ્પ કર્યો હતો તેથી એમ થયું હશે.'

સ્વામી કહે, 'અરે ભલા માણસ! મંદિરને પૈસે બારોબાર આ કામ પતાવવાનું તેં કપટ રાખ્યું પછી તો આમ જ થાય ને! તમને વાણિયાને કોઈ ન પહોંચે. તમારી વિદ્યામાં બ્રહ્મા ય ભુલા પડી જાય!!'

આ પછી શેઠના માતુશ્રી ઘેર જઈને તત્કાળ હજાર રુપિયા લઈ આવ્યા ને મંદિરમાં સોંપ્યા. તેનો ખર્ચ કરી હનુમાનજી અને ગણપતિજીની દેરીઓ બનાવી. સુંદર મૂર્તિઓ તૈયાર કરાવી. પુરાણી સ્વામીએ સ્વામી બાલમુકુંદદાસજીને તેડાવી ધામધૂમથી મૂર્તિ પ્રતિષ્ઠા કરાવી.

એક દિવસ પુરાણી સ્વામીએ રમૂજમાં પૂજ્ય બાલમુકુંદદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી આ વાણીયાઓને વ્યાજ બહુ વહાલું હોય. આ સેવાથી એમને ત્યાં બે પુત્ર જન્મ્યા છે, પણ સેવાનું વ્યાજ તમારી કૃપાથી મળે એવી સહુની પ્રાર્થના છે.'

આ પછી શેઠને ત્યાં સેવાના વ્યાજ રુપે ત્રીજા પુત્રનો જન્મ થયો જેનું નામ મગનલાલ પાડવામાં આવ્યું. આ ત્રણેય ભાઈના પરિવારમાં આજે પણ સારો સત્સંગ છે.

# કોઠીમાં અખૂટ બાજરો

એક વખત લક્ષ્મણ ભગતે પુરાણી સ્વામીને પ્રાર્થના કરતાં કહ્યું, 'સ્વામી! ઓણ સાલ અનાજ પાક્યું નથી ને દેશકાળ કઠણ છે. એની ચિંતામાં મન ઉચક રહે છે.'

પુરાણી સ્વામીએ ભગવાનને સંભારીને કહ્યું, 'ઘરમાં અનાજ કેટલું છે?' ભગત કહે, 'હશે સાત આઠ મણ બાજરો પણ પછી લેવો પડશે.'

સ્વામીએ પૂછ્યુ, 'અનાજ શેમાં ભરી રાખ્યું છે?' ભગત કહે, 'ગારાની કોઠીમાં રાખ્યું છે.'

સ્વામી કહે 'કોઠીનું ઢાંકણ ઉપરથી છાંદી દ્યો. પછી દર સોમવારે મહારાજની મૂર્તિ કોઠી આગળ મૂકી ઘીનો દીવો કરી શ્રીહરિનું સ્મરણ કરતા કરતા સાણેથી જોઈએ એટલું કાઢી લેવું પણ હવે કેટલું છે એ જોવા માટે ઢાંકણ ખોલશો નહિં.' એ પછી સ્વામીના વચને લક્ષ્મણ ભગતે કોઠીનુ ઢાંકણ બંધ કરી સાણેથી બે વર્ષ સુધી બાજરો ખાધો. એવામાં ત્રીજે વર્ષે પુરાણી સ્વામી સંતમંડળ સાથે પધાર્યા. ત્યારે પૂછ્યું 'ભગત અનાજનું કેમ છે?' ભગતે હર્ષભેર કહ્યું, 'સ્વામી તમારી દયાથી હજુ સાણેથી બાજરો કાઢીને ખાઈએ છીએ. ઓણ વરસ સારું છે ને બાજરો ઘણો પાક્યો છે.'

સ્વામી કહે 'ભગત! હવે કોઠીમાંથી બાજરો ખૂટી જાય તો વાંધો નથી ને?' ભગતે હાથ જોડીને કહ્યું, 'સ્વામી હવે ભગવાનની દયાથી કાંઈ વાંધો નથી જેવી આપની મરજી.'

આ પછી કોઠીમાંથી બાજરો ખલાસ થઈ ગયો હતો.

# રાણા ભગતની રક્ષા કરી

ભગતના સમઢિયાળા ગામે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર ભક્તરાજ ભાયાભાઈ અરજણ આહિર રહેતા હતા.

આજ ગામની અંદર રાણો નામે એક કોળી મુમુક્ષુ પણ રહેતો હતો. રાણો સત્સંગી નહોતો પણ એના અંતરમાં સત્સંગ પ્રત્યે ભારે ગુણભાવ હતો.

પુરાણી સ્વામીના યોગમાં આવતાં પોતાના ફેલ છોડી, કંઠી બંધાવી વર્તમાન ધારી ભગવાનને માર્ગે વળ્યો હતો. આ પછી એ વ્યવહારે ઘણો સુખી થયો હતો. આ કોળી ભક્ત રાણાભાઈને ટૂંકી ખેતી અને આઠ દસ ભેંસોનું ખાડું હતું. નદીના કાંઠા પર ભેસોની જોક હતી. બાજુમાં રાણાને પોતાને રહેવાનું ઘર હતું.

રાણો રોજ મંદિરે દર્શને આવતો અને સંતો હોય ત્યારે બોઘરું ભરીને દૂધ લેતો આવતો.

એક વખત મધરાત ભાંગતે કોઈ ચોર ડાકુ રાણાભાઈની જોકમાંથી હાથણી જેવી ભેંસો લઈને ચાલતા થયા. રાણો ઘરની ઓસરીમાં ઘસઘસાટ ઉંઘતો હતો.

આ જ સમયે સ્વામી બાલમુકુંદદાસજી અને પુરાણી સ્વામીએ દિવ્ય સ્વરુપે આવીને રાણાને જગાડ્યો અને કહ્યું, 'રાણા ઉઠ! આમ સૂઈ શું રહ્યો છો? જોતો ખરો તારી હાથણી જેવી ભેંસોને હાંકીને ચોર રાવળ નદીના ઉગમણે કાંઠે ભાગ્યા જાય છે.'

આ સાંભળતાં જ રાણો સફાળો બેઠો થઈ ગયો. હાથમાં ડાંગ લઈ દોડ્યો ચોરની પાછળ. એના હાકલા પડકારા સાંભળીને બીજા મદદે દોડી આવ્યા. પાછળ થતા હાકલા પડકારા સાંભળીને ચોરોને ભીંસ પડી એટલે એ લોકો ભેંસો મેલીને જીવ બચાવવા ભાગી છૂટ્યા.

રાણો ભેંસો હાંકીને પાછો પોતાની જોકે આવ્યો, પણ ક્યાંય સંતોને ત્યાં જોયા નહિ, એટલે મનમાં થયું કે બન્ને સંતો મંદિરે ગયા હશે.

સંતોને શોધતો શોધતો રાણો રાતે મંદિરે આવ્યો તો મંદિરને તાળુ દીધેલું જોયું. એટલે રાણો ભક્તરાજ ભાયાભાઈને ઘરે ગયો.

ભાયા ભગતને જગાડીને પૂછ્યું, 'બાપા પુરાણી સ્વામી અને મોટા સ્વામી અહીં તમારે ત્યાં આવ્યા છે ?'

ભાયા ભગતે કહ્યું, 'એલા રાણા? અત્યારે મોડી રાતે

સંતો અહીં ક્યાંથી હોય? સાંભળ્યું છે કે, સ્વામી તો કુંકાવાવમાં બિરાજે છે. કાલે જ સમાચાર આવ્યા છે.'

રાણો કહે, 'પણ બાપા! મારી નજર સામે મેં જોયું છે કે, સંતો અહીં ગામમાં આવ્યા છે. હમણાં જ મારે ઘેર આવી મને ભર ઉંઘમાંથી જગાડ્યો અને કહ્યું કે તારી ભેંસો ચોર હાંકી જાય છે.' એટલે હું લાકડી લઈને નદી તરફ દોડ્યો. ચોર બીકના માર્યા ભાગી ગયા અને હું ભેંસુ પાછી હાંકી લાવ્યો પણ પછી સંતોને ક્યાંય ભાળ્યા નહિ એટલે ગોતવા અહીં આવ્યો છું.

ભાયા ભગત બોલ્યા, 'અરે રાણા! ઈ તો ખરેખર ભગવાન પોતે સાધુરૂપે આવીને તારી ભેંસો પાછી વળાવી ગયા. તું કાયમ મંદિરે દૂધ લઈ જાય છે. તારી ભેંસોનું દુધ ઠાકોરજી અને સંતોના ઉપયોગમાં આવ્યું તેનું આ ફળ છે. ભગવાને જ સાધુરૂપે આવીને તારી રક્ષા કરી છે.'

રાણો તો આશ્ચર્યથી ભાયા ભગતની વાત સાંભળી રહ્યો.

## વનમાળી શેઠને વરદાન

ઉના પાસે આવેલા ભાચા ગામના શેઠ ભગવાન ગીગાભાઈ પુરાણી સ્વામીના કૃપાપાત્ર શિષ્ય હતા. વ્યવહારે સુખી ને દિલે ઉદાર એવા આ ભગવાન શેઠ પુરાણી સ્વામીના વચને હરવખત સત્સંગમાં નાની મોટી સેવાઓ કર્યા કરતા.

આ ભાચા ગામના ને મુંબઈમાં વસેલા શેઠ વનમાળી જેઠાલાલ મુંબઈથી ભાચા આવ્યા. શેઠ ભગવાનભાઈ આ મોટા શેઠને મળવા ગયા ત્યારે વનમાળી શેઠે કહ્યું, 'મારે વાવરડા રામદાસ બાપુના દર્શને જવું છે. આપને આવવું હોય તો ચાલો મારી સાથે.'

આ સાંભળી ભગવાનદાસે કહ્યું,' શેઠ! વાવરડા જવાનું છે તો ત્યાં સ્વામિનારાયણ મંદિરમાં ભારે પ્રતાપી અને વચનસિદ્ધ સમર્થ સંત બિરાજે છે. તેનાં પણ સાથે સાથે દર્શન કરતા આવીએ ચાલો હું તૈયાર થઈને આવું છું.'

બન્ને શેઠિયા વાવરડા આવ્યા. રામજી મંદિરમાં દર્શન કરી સ્વામિનારાયણ મંદિરે દર્શન કર્યા ને પુરાણી સ્વામીને વંદન કરી પાસે બેઠા. પુરાણી સ્વામીએ એકાદ કલાક સરસ વાતો કરી જે સાંભળીને વનમાળી શેઠ ખૂબ રાજી થયા.

ભગવાનદાસે સાથે આવેલા શેઠનો પુરાણી સ્વામીને પરિચય આપતા કહ્યું, સ્વામી આ વનમાળી શેઠ અમારા ગામના જ છે ને મુંબઈમાં વેપાર ધંધા સારા છે. વળી પોતે દિલના ઉદાર છે. દેવમંદિર, ધર્મશાળા, પાંજરાપોળ વગેરેમાં પરોપકારના સેવાકાર્યો કરે છે. એમને ત્યાં સદાવ્રત ચાલુ છે. સાધુ સંતોમાં શ્રદ્ધાવાળા છે. પ્રભુની દયાથી બધુંય સાનુકૂળ છે. પણ ઘેર શેર માટીની ખોટ્ય છે એટલે જીવ સંતાન માટે તલસ્યા કરે છે. આપ દયા કરીને સંકલ્પ પૂરો થાય એવા આશીર્વાદ આપો.

શેઠની વાત સાંભળી પુરાણી સ્વામી જરા ઉંડા ઉતરી ગયા ને ભગવાનને સંભારીને કહ્યું, શેઠ તમારો સંકલ્પ ભગવાન જરુર પૂરો કરશે પણ તમારે ભાચા ગામમાં જીર્ણ થઈ ગયેલ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવો પડે.

વનમાળી શેઠે સ્વામીની વાત સહર્ષ સ્વીકારી લીધી. આ પછી શેઠની સાથે પુરાણી સ્વામી ભણનારા સંતોને સાથે લઈ વાવરડાથી ભાચા પધાર્યા. મંદિરનું કામ શરુ કરાવ્યું. વનમાળી શેઠ જરુરી પૈસા ભગવાન શેઠને આપી પોતે મુંબઈ ગયા.

## ગુમડાની પીડા મટી

એક બાજુ ભાચા મંદિરનું કામ શરુ થયું , બીજી બાજુ પુરાણી સ્વામીને આચાર્યશ્રીનો પત્ર આવતા વડતાલ જવાનું થયું ને મંદિરનું કામ સાધુ ધર્મવલ્લભદાસજીએ સંભાળ્યું.

પુરાણી સ્વામી કાશીથી બે ત્રણ મહિને ભાચા આવ્યા ત્યાં તો મંદિર ચણાઈને તૈયાર થઈ ગયું હતું. માત્ર ઉપર માળવાનું કામ બાકી હતું. આથી પુરાણી સ્વામીએ ભગવાનજી શેઠને બોલાવી કહ્યું, 'કાલે સવારે વરણનો સરસામાન લેવા જાફરાબાદ જવાનું છે. માટે ગાડાની વ્યવસ્થા કરો ને તમે પણ તૈયાર રહેજો.'

'સ્વામી! મારે પગે મૂંઢ ગુમડું થયું છે ને પગમાં પીડા થાય છે, એટલે મારે બદલે ઉનાવાળા નંદલાલ મેઘજીને સાથે લઈ જાવ તો સારું.' સ્વામી કહે, ' નંદલાલ ને તમારે બન્નેને આવવું પડશે.'

'સ્વામી! આપ આગ્રહ કરો છો પણ મારાથી ચલાય એમ નથી. પગ મટાડી દો તો મારે આવવામાં કોઈ

લાકડાનાં માપતોલમાં અને હિસાબમાં તમારું બન્નેનું કામ પડે. નહિ તો હું આગ્રહ ન કરું.'

આમ વાત કરી સહુ છૂટા પડ્યા. ભગવાનભાઈને પાછલી રાતે સ્વપ્નું આવ્યું ને તેમાં બાલસ્વરુપ ઘનશ્યામ મહારાજનાં દર્શન થયાં. પોતે પ્રભુના ચરણસ્પર્શ કરવા દોડ્યા અને પ્રભુની મનોહર મૂર્તિ પાછળ ત્રણ પ્રદક્ષિણા ફર્યા પણ પ્રભુને પકડી શક્યા નહિં. મૂર્તિ અદૃશ્ય થઈ ગઈ ને પોતે જાગી ગયા. જ્યાં તપાસ કરે છે ત્યાં તો ગુમડું ફૂટી ગયેલું ને દુ:ખાવો સાવ બેસી ગયો ને શાંતિ થઈ ગઈ. વહેલી સવારે પુરાણી સ્વામીને સ્વપ્નની સઘળી વાત કરી ને સાથે જાફરાબાદ જવા તૈયાર થયા. શેઠે ભાતું ભેળું લીધું. વહેલી સવારે ત્રણ ગાડાં રવાના થયાં

વાંધો નથી.'

સ્વામી કહે 'આ તો ભગવાનનું કામ છે. શ્રીજી મહારાજ એક રાતમાં તમને આરામ કરી દે તો પછી તમારે શું વાંધો છે. ઝાઝો માલસામાન લેવાનો છે એટલે

## પંખી ઊડે ત્યાં પાણી હોય

પુરાણી સ્વામી અને ભગવાનભાઈ જાફરાબાદથી સરસામાન લઈ પાછા વળ્યા. ઉજ્જડ અને ડુંગરાળ વગડા સોંસરા રસ્તે ત્રણેય ગાડાં ચાલ્યાં જાય છે. આગલા ગાડામાં પુરાણી સ્વામી ભગવાનને સંભારી માળા ફેરવે છે. સ્વામી દેવપ્રસાદદાસજી ભક્તચિંતામણિના કંઠસ્થ પ્રકરણો બોલે છે. પાછલા ગાડામાં નંદલાલભાઈને ભગવાનદાસ બેઠા છે. બપોરનો સમય છે. માથે વૈશાખનો સૂર્ય સખત તપી રહ્યો છે. ગરમ ગરમ લૂ અકળાવી જાય છે. ભગવાનશેઠને ખૂબ તરસ લાગી હોવાથી હવે ગળામાં સોસ પડવા લાગ્યો. અંતરમાં પાણીનો પોકાર ઉઠ્યો.

પુરાણી સ્વામીનું ગાડું ઉભું રખાવી ત્યાં પાણી માટે પૂછાવ્યું. પણ સંતોએ પોતાની સાથે પાણીનું વાસણ નહોતું લીધું. પુરાણી સ્વામીએ શેઠ પાસે જઈને કહ્યું, 'કેમ શેઠ! બહુ તરસ લાગી છે?'

શેઠ કહે, 'વાત પૂછો માં, થોડી તરસ હતી ને એમાં વળી ટીમણ કર્યું એટલે તરસ વધારે લાગી ને જીભમાં લોચા વળે છે ને ગળું સૂકાય છે.'

શેઠને થતું કષ્ટ જોઈ પુરાણી સ્વામીએ શ્રીજી મહારાજને યાદ કરી એ દયાળુ અંતર્યામીની અંતરમાં પ્રાર્થના કરવા માંડી. પછી કહ્યું, 'ભગવાનભાઈ! આ ધારના પેટાળમાં થોડે દૂર પક્ષીઓ બોલે છે ત્યાં પાણી હશે. તમે મહારાજને સંભારીને ત્યાં જાવ ને પાણી પીતા આવો.' એમ કહી તેઓશ્રી પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા.

તૃષાતુર ભગવાનભાઈ સ્વામીના વચનમાં વિશ્વાસ રાખી લોટો લઈને એ તરફ ગયા. ત્યાં નાનકડા નહેરામાં પાણીનો વીરડો જોવામાં આવ્યો. હર્ષભેર શેઠ લોટો ભરી રુમાલથી ગાળીને પાણી પીધું ને લોટો પણ ભરી લીધો.

પુરાણી સ્વામીને તો હરિજયંતીનો ઉપવાસ હતો એટલે મહારાજની મૂર્તિનું ચિંતવન કરવા લાગ્યા. થોડીવાર થઈ ત્યાં નંદલાલે સાદ કરીને શેઠને બોલાવ્યા. અહીં સૂકા વગડામાં આવા સખ્ત ઉનાળામાં પાણી ક્યાંથી હોય ત્યાં ખાલી ખોટી થાવ મા ને પાછા આવતા રહો.

થોડીવાર થઈ ત્યાં તો શેઠ સામેથી આવતા દેખાયા.મોં પર હાસ્ય ને હાથમાં પાણી ભરેલો લોટો. આવતાની સાથે જ એમણે સહર્ષ કહ્યું, 'સ્વામીએ બતાવ્યું ત્યાં નાનો એવો પાણીનો વીરડો હતો ને તેમાં તાજું પાણી ભર્યું હતું. મેં તે પીધું ને જુઓ આ લોટો પણ તમારા માટે ભરતો આવ્યો છું.'

આ જોઈ નંદલાલને તો નવાઈનો પાર ન રહ્યો. એને વાત માનવામાં ન આવી પરંતુ પાણીનો લોટો ભરેલો હતો એટલે એણે કહ્યું, 'ભાઈ હું અહીં ઘણું રખડ્યો છું. મેં તો અહીં કોઈ દિવસ પાણી ભાળ્યું નથી ને તમે આ પાણી લાવ્યા ક્યાંથી? ચાલો મને પાણી બતાવો હું તમારી સાથે પાણી પીવા આવું.'

બન્ને જણે જ્યાં પાણી હતું ત્યાં તપાસ કરી પણ વીરડાનું નામ નિશાન જોવા ન મળ્યું. બન્નેને આમ આંટા મારતા જોઈ પુરાણી સ્વામીએ એમને સાદ કરી પાછા

બોલાવ્યા ત્યારે કહ્યું, 'તમે વાણિયા વેવલા બહુ હો, નાની વાતમાં વાર બહુ લગાડો.'

નંદલાલે કહ્યું, 'સ્વામી મારેય પાણી પીવું છે.'

'હવે અહીં પાણી કેવું એ તો ભગવાનભાઈને ભગવાને પાણી પાયું. હવે ગાડામાં બેસી જાવ અને લોટામાંથી પીવું હોય તો પી લ્યો.'

શેઠિયા ગાડામાં ગોઠવાયા ને ગાડાં ચાલતાં થયાં. ભાચા આવી મંદિર માળીને ઉપર નળિયા ઢાંકી દીધાં. સુંદર સિંહાસન કરાવી મંદિરનું ભર્યું કરવાની તૈયારી કરવા માંડી. મુંબઈથી વનમાળી શેઠ પણ આવી ગયા. પુરાણી સ્વામીના આશીર્વાદથી એમને ત્યાં પુત્રનો જન્મ થવાથી એમના અંતરમાં આનંદ ઉભરાતો હતો. સદ્‌ગુરુ સ્વામી બાલમુકુંદદાસજીના વરદ હસ્તે મૂર્તિપ્રતિષ્ઠા કરાવી આખું ગામ જમાડ્યું. શેઠે પોતાના પુત્રને પૂજય બાલમુકુંદદાસજી સ્વામીના હાથે વર્તમાન ધરાવી કંઠી બંધાવી ને પુરાણી સ્વામીએ એનું 'શાંતિલાલ' નામ પાડ્યું.

## કુંવરોને તડકે તપ કરાવ્યું

એક વખત પુરાણી સ્વામી ગાડું જોડાવી માણસા આવી રહ્યા હતા. પાર્ષદ જેરામ ભગત મૂર્તિનાં કીર્તનો બોલતા હતા ને પુરાણી મહારાજ ધ્યાનથી સાંભળતા હતા. એવામાં આગળ જતાં રામલીલા વાળાનું ગાડું ભેળું થયુ. એનો કલબલાટ સાંભળીને સ્વામીએ એમને પૂછ્યું, 'ક્યાં જાવો છો?' ગાડાવાળો કહે, 'આ માણસા ગામના દરબારોએ અમને તેડાવ્યા છે તે ત્યાં આજ રાતે રામલીલા કરવા જઈએ છીએ.'

આ વાત સાંભળી પુરાણી મહારાજના દિલમાં થોડું દુઃખ થયું ને મનમાં થયું કે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર વાલેરા વરુના આ ગામમાં બધા દરબારો સત્સંગી છે અને તેમાં વળી આ રામલીલા કરાવે એવો કોણ જાગ્યો?

સ્વામી મંદિરમાં આવ્યા ત્યાં દરબાર ભાયાભાઈ મહારાજ પાસે માળા ફેરવતા હતા. સ્વામીએ ઠાકોરજીનાં દર્શન કર્યાં. દરબાર સ્વામીને દંડવત કરવા માંડ્યા ત્યારે સ્વામીએ પૂછ્યું, 'આ રામલીલાવાળાને અહીં કોણ તેડી લાવ્યું?'

'માબાપ, મને ખબર નથી.' દરબારે સ્પષ્ટતા કરતાં કહ્યું. આથી સ્વામીએ કુંવરોને બોલાવ્યા. એ આવ્યા અને દંડવત્ કરીને પાસે બેઠા. એટલે એમનેય પૂછ્યું, સ્વામીનો પ્રશ્ન સાંભળી કુંવરો પરસ્પર એકબીજા સામું જોવા લાગ્યા. એમના માથા શરમથી ઝૂકી ગયાં. કોઈ કશું બોલ્યા નહિં એટલે પુરાણી સ્વામીએ જરા કડક થઈને કહ્યું, 'આવી કમત કોને સૂઝી? કેમ બોલતા નથી?' આથી એક કુંવરે ભૂલનો એકરાર કરતા કહ્યું, 'સ્વામી અમારી ભૂલ થઈ ગઈ. અમારા કહેવાથી એ આવ્યા છે, હવે એને વેતા કરી દઈએ.'

'ભગવાન રામચંદ્રજી, માતા જાનકીજી તથા અન્ય અવતારો ને ભક્તોનો વેશ પહેરી આ લોકો એમની નકલ કરે, ચાળા પાડે એ કેટલું બધું અજુગતું કહેવાય? ભાંડ-ભવાઈ જોવાની શ્રીજી મહારાજે મનાઈ કરી છે અને તમે સામેથી નોતરું આપી બીજાને આજ્ઞા ભંગ કરાવો છો?'

'સ્વામી અમારી ભૂલ થઈ, હવે પછી આવું નહિં કરીએ. આપ અમને માફ કરો. આપ જે સજા કરો તે અમને મંજુર છે.' સ્વામી કહે, 'તમે હાથમાં માળા લઈ તડકે ઉભા ઉભા ભજન કરો.'

કુંવરોએ તડકે ઉભા રહી ભજન કર્યું. પછી સ્વામીએ એમને છાંયે બોલાવી લીધા અને રામલીલાવાળાને બોલાવીને કહ્યું, 'આ ગામ તો અમારુ સત્સંગી છે. માટે કોઈ દરબાર જોવા આવશે નહિં.'

ગામમાં વાત પ્રસરી ગઈ પ્રજા પણ જોવા આવી નહિં. રામલીલાવાળામાં અંદરો અંદર કલેશ થયો. સામસામા બાઝયા અને પછી બધો સામાન મેલી ભાગી ગયા. એમાંથી નગારું આ પ્રસંગની સાક્ષીરુપે હજુ પણ માણસા મંદિરમાં છે.

# ભલાને ભગત બનાવ્યો

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ઉચ્ચ કોટિના વિદ્વાન સંતપુરુષ હતા. વિદ્વાન ને સમજુ શ્રોતાની સમક્ષ તત્વજ્ઞાનની અતિ સૂક્ષ્મ બાબતોનું સુંદર નિરુપણ કરનાર પુરાણી સ્વામી ભલાભોળા ગ્રામજનો વચ્ચે પણ ભારે સહજતાથી સરળ અને સાદી ભાષામાં કથાવાર્તા કરી એમના દિલ જીતી લેતા. એ એમની વિશેષતા હતી. ગામડાનો કે મેલાઘેલા ગ્રામજનોનો એમને અણગમો નહોતો બલ્કે આવા નિર્દોષ ને વિશ્વાસુ લોકો વચ્ચે એમને અદકેરો આનંદ આવતો.

પુરાણી સ્વામીને બાબરિયાવાડ દેશ ફરવાનો વારો આવેલ ત્યારે પોતે ગામડાં ફરતા ભગતના સમઢિયાળામાં ભાયાભાઈના આગ્રહથી થોડું વધુ રોકાયા હતા. એ વખતે આ ગામનો ભરવાડ ભલો રાતે સભામાં કથાવાર્તા સાંભળવા આવતો.

પુરાણી સ્વામી ગ્રામજનોને સમજાય ને રસ પડે એ રીતે છંદ, સવૈયા અને દુહા બોલી ભગવાનની વાતો કરતા. ભલાને દુહા ઘણા આવડતા. એટલે એક દિવસ ભલે સ્વામીને કહ્યું, 'સ્વામી, હું દુહો બોલું?'

પુરાણી સ્વામીએ ખુશીથી હા પાડી એટલે ભલે કાને હાથ રાખીને દુહો લલકાર્યો—

'સો પાડમાંથી સાંઠ, ખાધા ખાંતે કરી
ચાલીશને મારી લાત, ભાંગીને ભૂકો કર્યો.'

પુરાણી સ્વામીએ હસતાં હસતાં કહ્યું, 'તું તો બહુ સારો દુહો બોલ્યો પણ આનો અર્થ તને આવડે છે.'

'ના મારાજ, હું તો બોલી દઉં, ક્યો તો બીજો બોલું?'

'ના, જો સાંભળ! માણસની જીંદગીના સો વર્ષ ગણાય. એમાંથી ૬૦ વર્ષ સુધી ખૂબ લહેર કરીને ધાર્યું કર્યું પણ પછી તો ગઢપણમાં માન ઘટવા લાગે, ધાર્યું થાય નહિં, ઘાટ તો ઘણાય ઘડે પણ એકેય પાર પડે નહિં ને ભાંગીને ભૂકો થઈ જાય.'

ભલો કહે, 'હા માબાપ! સંસારમાં તો એવું જ છે.'

સ્વામી કહે, 'પણ ભગવાન ભજવામાં લાભ છે.'

એક દિવસ ભલો તિલક ચાંદલો કરીને આવ્યો એટલે પુરાણી સ્વામીએ કહ્યું, 'ભલા તું તો મોટો ભગત છો?'

'ના મારાજ હું મોટો ભગત નથી મોટો ભગત તો ભગવાન છે.'

આ સાંભળી પુરાણી સ્વામી તથા બીજા હસી પડ્યા ને સ્વામીએ કહ્યું, 'ભલા ભગવાનને ભગત ન કહેવાય. ભગત તો ભગવાન ભજે એને કહેવાય.'

આ ભલો સંતોના યોગથી સારો ભગત થયેલો. દરરોજ મંદિરે દર્શને આવતો ને સંતો માટે દૂધનો લોટો ભરી લાવતો.

# રામકીની રામ કહાણી

એક વખત સમઢિયાળા ગામમાં ઠાકોરજી ના ઉત્થાપન પછી રાવલ નદીએ નહાવા જતી વખતે પુરાણી સ્વામી ગામને ચોરે દર્શને ગયા. ત્યાં એક બાવાજીને બેઠેલા દેખ્યા. એથી એને 'જય સ્વામિનારાયણ' કહ્યા એટલે બાવાએ બે હાથ જોડીને સામે નમસ્કાર કર્યા ને સ્વામીને આવકાર આપ્યો.

પુરાણી સ્વામી આમ સ્વભાવે આનંદી એટલે થોડીવાર બાવાજી સાથે વિનોદમાં વાતચીત કરી. ત્યારે બાવાજીએ કહ્યું, 'સ્વામીજી! ગત સાલ મેં ઈધર આયા થા તબ ગાંવ કા ઉત્સાહ અચ્છા થા. જ્યાદે લોગ ઈધર આતે થે મગર ઈસ સાલ બહોત કમ ઈનેગીને આદમી આતે હૈ?'

'એસા ક્યોં હો ગયા,' સ્વામીએ પૂછ્યું.

'અરે સ્વામીજી! તબ તો સાથ મેં રામકી થી, અચ્છા ગાના ગાતી થી, ઈસલિયે સારા ગાંવ ઉમટ આતા થા.'

'રામકી કો સાથ મેં ક્યો નહિ લાયે?'

'ક્યા બતાઉં સ્વામીજી! શિવરાત કે મેલે મેં હમ ગયે થે. ઉધર દૂસરે મહાત્મા કે મૂંહ કી માયા લગી. મૂજે છોડકર ચલી ગઈ.'

'યહ તો બહુત બૂરા હુઆ!'

'ઈસમેં બુરા ક્યા? ઈસ સાલ મૈં શિવરાત કે મેલે મેં જાઉંગા ઓર દૂસરે કી રામકી ઉઠા લાઉંગા.'

આવી વાત સાંભળી સ્વામી હસ્યા ને બાવાને આ ઉંમરે હવે રામકીમાં નહિ પણ રામમાં જોડાવાનું તાન રાખવા સદ્બોધ આપ્યો. બ્રહ્મચર્યનું મહત્ત્વ સમજાવી સાધુના ધર્મ સમજાવ્યા ને પછી સ્વામી સંતો સાથે નદીએ ન્હાવા ગયા.

સંતના આ વચન બાવાનાં મનમાં ઉતરી ગયાં. પછી તો એ સ્વામિનારાયણ મંદિરે સ્વામી પાસે આવવા લાગ્યો. બધા ફેલ છોડી ભગવાનનું ભજન કરી જીવન સાર્થક કરવાનું એણે નિયમ લીધું.

## પશુતણી પંક્તિ મેલાવી

સમઢિયાળા ગામના હરિભક્તોના આગ્રહથી પુરાણી સ્વામી વખતો વખત પધારતા અને કથાવાર્તા કરી સહુને સત્સંગનું બળ પ્રેરતા. ભાયા ભગત આહિર પરિવાર તેમજ કોરાટ પટેલ પરિવારને તો પુરાણી સ્વામી ઉપર અનન્ય પૂજ્યભાવ હતો.

ઠાકોરજી જાગ્યા પછી સ્વામી રાવળ નદીએ નહાવા જતા હતા. ચોરાના પગથિયાં પાસે ગાય બાંધેલ જોવામાં આવી અને ઉપર જોયું તો એક બાવાજી બેઠેલા અને એના પડખામાં નાનો કૂતરો સૂતેલો. થોડેક દૂર એક બકરું બેઠેલું ને ચોરાને થાંભલે એક વાંદરો બાંધેલો. આ બધું જોઇ આનંદી પુરાણી સ્વામી ચોરાના પગથિયા ચડી ઉપર આવ્યા એટલે બાવાએ 'આઇએ મહારાજ' એમ કહી આવકાર આપ્યો.

'જે નારાયણ' કહી સ્વામી નજીક ગયા ત્યાં તો ખાટી વાસ આવી ને સ્વામીની નજરે એક કૂંડું ચડ્યું. એમા ખાટી છાસ, રોટલાનાં બટકાં અને વાસી ખીચડી પડ્યાં હતાં અને એની આ બદબૂ હતી. સ્વામીએ હસતાં પૂછ્યું, 'મહાત્મા યે ક્યા હૈ?'

'મહારાજ યહ તો બડા અક્ષયપાત્ર હૈ. ઈસમેં યહ કૂતા ખાતા હૈ, બંદર ખાતા હૈ, બકરા ખાતા હૈ, ગૌમાતા ખાતી હૈ ઔર હમ ભી ખાતે હૈ.' આમ કહી એણે કૂતરા તરફ જોઇને કહ્યું, 'બોલો કુત્તા રામ રામ.' એટલે કૂતરાએ ઉંચુ મોઢું કરીને ઉવાં ઉવાં કર્યુ, બકરાએ પણ બેં બેં કરીને અને ગાયે ભાંભરીને બાવાજીના આદેશનો અમલ કર્યો.

આ બધું જોઇને સાથેના સંતો હરિભક્તો હસી પડ્યા પણ પુરાણી સ્વામીએ ગંભીર બની બાવાજીને ટકોર કરતા કહ્યું, 'આપ તો મહાત્મા હો. પ્રભુને કૃપા કરકે માનવ બનાયા મગર આપ તો પશુ કી પંક્તિ મેં મિલ ગયે. માનવ ઔર પશુ કા ધર્મ અલગ હૈ. ખાના અલગ હૈ, સદાચાર પાલન કરના હી ચાહિયે.'

પુરાણી સ્વામીએ અનુકંપાભરી વાણીમાં સદાચારનો એવો બોધ દીધો કે આ બાવાને સંતના વચન આરપાર ઉતરી ગયાં અને બાવાનું માનસ પલટાઇ ગયું. એણે પેલું અક્ષયપાત્ર ફેંકી દીધું. ગાય બ્રાહ્મણને આપી દીધી. બકરું ભરવાડને દઇ દીધું. કૂતરો ને વાનરને છોડી મૂક્યા. હાથમાં માળા લઇ લીધી અને ભજન સ્મરણ શરુ કરી દીધું. થોડા દિવસ ચોરામાં ભજન કર્યું. ગામને પણ એના વિષે ભાવ થયો. લોકો ખાવાનું આપી જવા લાગ્યા. અમુક સમય પછી આ બાવાજી ત્યાંથી બીજે ચાલ્યા ગયા.

## આવતે ભવ તમારો અવતાર આવે

'મધ લ્યો મારાજ, ચોખ્ખું મધ છે.' આમ બોલતો એક મધિયો એ વખત જૂનાગઢ મંદિરમાં આવ્યો. એટલે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'પુરાણી, આપણે કોઠારમાં મધ લેવાનું છે તો તમે જાવ ને ખાત્રી કરીને યોગ્ય લાગે તો ખરીદી કરી લ્યો.'

સભા મંડપમાંથી ઉઠી પુરાણી સ્વામીએ પગથિયાં પાસે ઉભા રહી સાન કરીને મધિયાને બોલાવ્યો. મધનો ભાવ પૂછ્યો. મધ સાચું છે કે બનાવટી એની ખાતરી માટે એને એની દેવીના સોગન ખાવા કહ્યું. એટલે એણે આડા અવળા સોગન ખાઈને કહ્યું, 'આમાં કાંઇ ભેળસેળ નથી.'

સ્વામીએ દેવીના આકરા સમ ખાવાનો આગ્રહ કર્યો એટલે એણે કહ્યું, 'આમાં કાંઇ ભેળસેળ હોય તો મને આવતે ભવ તમારો જ અવતાર આવે લ્યો બસ!'

આ સાંભળીને ત્યાં ઉભેલા સહુ ખડખડાટ હસી પડ્યા ને પુરાણી સ્વામીએ પૂછ્યું, 'એલા તેં સમ ખાવા જેવું નબળું અમારામાં શું દેખ્યું? જો તો ખરો અમારે આવી મોટી ભગવાનની જગ્યામાં રહેવાનું ને સારું જમવાનું. લોકો માન સન્માન કરે અન્ન વસ્ત્રની ચિંતા નહિં ને તારા દેદાર તો તું જો. એમાં અમારા સમ કેમ ખાધા તે વાત તો કર્ય.'

'જુઓ મારાજ! તમારી એ બધી ય વાત સાચી પણ તમે નહિ માના, નહિ બાપના, નહિ તમારે સગા સંબંધી, નહિ બૈરુ, નહિ છોકરાં આ કાંઇ ઓછું દુ:ખ છે?'

અજ્ઞાની મધિયે આ લોકના નાશવંત અને બંધનરુપ દૈહિક સુખ ગણાવ્યા એ સાંભળી સંતો હસી પડ્યા. સંસારમાં હાડ હાડ થતો હોય તોય એમાં સુખ માનીને બેઠો હોય એને આત્મા ને પરમાત્મા સંબંધી સુખમાં શું સ્વાદ આવે? ખાખરાની ખિસકોલી આંબાના રસને શું જાણે?

## બઈઢે પાલી

ઉના પાસેના ફાટસર ગામનો સત્સંગ પહેલેથી જ ઘણો સેવાભાવી ને શ્રદ્ધાળુ. અહીના જૈન વાણિયા મોતીચંદ શેઠ અતિ આનંદમાં ઘેલા થઇ ગયેલા. તેને પુરાણી સ્વામીની કૃપાદષ્ટિ ને તર્કબુદ્ધિની આગવી સૂઝથી સારું થઇ ગયેલું.

બાબત એમ બનેલી કે આ મોતીચંદ શેઠે પોતાના ખેતરમાં તલ વાવેલા. સારી જમીન, સારા ખેડ, ખાતર ને પૂરતું પાણી, જેથી તલના છોડ ભારે જોર કરી ગયા ને પાક પણ સારો આવ્યો કે જોનાર ઘડીભર દંગ રહી જાય. શેઠ રોજ ખેતરે જાય. તલ જોઇને મનમાં હરખ ન માય. શેઠને તલમાં રુપિયાના છોડ દેખાવા લાગ્યા.વળી તલના ભાવ પણ રોજ રોજ વધતા રહેતા. તલ પાકવા આવ્યા, શેઠે હિસાબ માંડ્યો 'બઇઢે પાલી.' એક રાત્રે એણે ગણતરી કરી ખેતરમાં આટલી ઓળ, ઓળમાં આટલા છોડ અને છોડે પાલી એટલે આટલા તલ થાવા જોઇએ! એમાં ફેર નહિં. બસ આમાં એમનું મગજ ચસકી ગયું. પછી તો જે સામે મળે એને કહે 'બઇઢે પાલી'. દોડા દોડ કરે. ક્યાંય જંપીને ન બેસે. કુટુંબીજનો મુંઝાઇને રુમમાં પૂરે. બીજા ઉપાય કરે પણ ફેરફાર ન થયો. ચાર પાંચ માસ થઇ ગયા.

એવામાં પુરાણી સ્વામી ફાટસર પધાર્યા. એમને આ વાતની ખબર પડી. એમના પરિવારના આગ્રહથી સ્વામી એને ત્યાં ગયા. સ્વામીએ શેઠને 'જય સ્વામિનારાયણ' કહ્યા. શેઠે 'બઇઢે પાલી' એમ કહ્યું. થોડી પ્રસાદી આપી ને માથે પ્રસાદીનું પાણી છાંટ્યું. પુરાણી સ્વામીએ પૂછ્યું, 'શેઠ કેમ છો?' શેઠે કહ્યું 'બઇઢે પાલી' એમાં ફેર નહિં. સ્વામીએ બરોબર એમ કહી એનો સાથ આપ્યો. બીજે દિવસે એની પાસે જઇ કહ્યું, 'શેઠ ઠીક છે ને?' શેઠ કહે 'બઇઢે પાલી'

'હા શેઠ! એમાં ફેર નહિં'. એમ કહી પુરાણી સ્વામીએ પોતાની તર્કબુદ્ધિથી કહ્યું 'બઇઢે પાલી' એમ શું બોલ્યા કરો છો? હમણાં મુંબઇથી તાર આવ્યો છે, એની કાંઇ ખબર છે કે નહિ?'

તે સાંભળી શેઠ કહે, 'ના ના શું તાર છે?'

'તમને કાંઇ ખબર નથી? તલના ભાવ સાવ ગગડી ગયા છે ને બજારમાં તલ તો હાડ હાડ થયા છે અને કોઇ રાખતું ય નથી.'

શેઠને આ સાંભળતાં મનમાં ઉંડી ચોટ લાગી અને એના આંચકામાં મગજ પાછું ઠેકાણે આવી ગયું. એના ઉન્માદપણાનો ઉભરો બેસી ગયો. સંકલ્પો વિરામ પામી ગયા ને તુર્ત જ આરામ થઇ ગયો. સહુને ભારે નવાઇ લાગી.

## ધ્યાનમૂર્તિ સંત

વાંકિયાના વૈજનાથ મહારાજના દીકરા નરભેરામને પુરાણી સ્વામી પોતાની સાથે રાખીને સંસ્કૃતનો અભ્યાસ કરાવતા હતા.

નરભેરામની ઉંમર નાની હતી. સ્વામી એમને રસોઇ કરતા શીખવતા. દૂધમાં સુખડી કરી ડબરો ભરી આપે. આ રીતે પુરાણી સ્વામીએ નરભેરામને ત્રણ વર્ષ સાથે રાખી સંસ્કૃતમાં તૈયાર કર્યા.

ત્યાર બાદ સ્વામીએ એમને જૂનાગઢ ભણવા મોકલ્યા. નરભેરામભાઇએ સ્વામીની કૃપાથી એ જમાનામાં બી.એ.નો અભ્યાસ પુરો કર્યો. સ્વામીએ ભલામણ કરીને એમને સારી નોકરીએ પણ ચઢાવ્યા.

નરભેરામભાઇ કવીશ્વર ત્રિભુવનભાઈ વ્યાસના સસરા થતા હતા.

નરભેરામભાઈને પુરાણી સ્વામી સાથે ભારે આત્મબુદ્ધિ હતી. તેઓ નાના હતા ત્યારે પુરાણી સ્વામીની સાથે ગામડે ફરતા. એ વખતના કેટલાક પ્રસંગોને યાદ કરતા નરભેરામભાઇ ગદ્‌ગદ્ થઇ જતા હતા.

નરભેરામભાઇ કહેતા, કે અમે ગામડાઓમાં ઠાકોર જાગ્યા પછી સ્વામીની સાથે નદીએ સ્નાન કરવા જતા. સ્વામી સ્નાન-શૌચાદિકથી પરવારી નદીના રેતીના પટમાં ધ્યાન ધરવા બેસતા.

નદીનો પ્રવાહ વહેતો હોય. ચારે બાજુ હરિયાળી છવાયેલી હોય, શાંત વાતાવરણ હોય અને સ્વામી મહારાજનું ધ્યાન ધરતા હોય, આ દર્શન જ કોઇ અલૌકિક લાગતું.

પુરાણી સ્વામી ધ્યાનના જબરા અભ્યાસી હતા

તેઓ જ્યારે મહારાજની મૂર્તિને હૃદયમાં ધારીને ધ્યાન કરતા હોય ત્યારે એમનાં મુખારવિંદ ઉપર અલૌકિક આભા પથરાઈ જતી.

સ્વામીની આ ધ્યાન સમાધિનું દર્શન જ ખૂબ અદ્ભૂત રહેતું. સ્વામી સ્થળ સમયનું ભાન ભૂલીને મહારાજની મૂર્તિમાં લીન થઈ જતા. એમના મુખારવિંદ ઉપર અલૌકક શાંતિ અને પ્રસન્નતા પથરાયેલા રહેતા.

નરભેરામભાઈ કહેતા, ધ્યાન-માનસી પૂજા તો બધા કરતા હોય પરંતુ પુરાણી સ્વામીનું ધ્યાન-મુદ્રા સર્વથા જુદી તરી આવતી.

દર્શન કરનારને સ્વામી મહારાજની મૂર્તિમાં નિમગ્ન છે એવી અનુભૂતિ થયા સિવાય રહેતી નહોતી.

## કરુણામૂર્તિ સંત

ભક્તરાજ નરભેરામભાઈએ પુરાણી સ્વામીના કરુણામય સ્વભાવનો એક પ્રસંગ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને કહ્યો હતો.

એક સમયે પુરાણી સ્વામી બાબરીયાવાડ દેશમાં ફરી રહ્યા હતા. સ્વામી કોઈ ગામડામાં પધાર્યા હતા. ગામમાં ચોરાની બાજુમાં નાનકડું મંદિર હતું. સ્વામી મંદિરમાં ઉતર્યા હતા.

રાત્રિનો સમય હતો. હરિભક્તો સ્વામીના મુખેથી કથા-વાર્તાનું શ્રવણ કરી પોત પોતાને ઘરે ગયા. એવામાં મોડી રાત્રે ચોરાને પછવાડે કોઈ ગરીબ બાઈ રુદન કરી રહી હતી. સાથે નાના નાના છોકરાઓ પણ રડી રહ્યા હતા.

વાત એમ હતી કે , આ ભીખારણ બાઈને કાંઈ ખાવાનું મળ્યું નહોતું. એના છોકરાઓ ભૂખે ટળવળતા હતા અને રડતાં હતા.

ગરીબ બાઈ બાળકોને સમજાવીને સૂવડાવવા મથતી હતી પણ ભૂખ્યા બાળકો માનતા નહોતા. 'મા ખાવા દે, મા ખાવા દે' કહીને રડ્યા કરતાં હતા.

આખરે જનેતાનો જીવ તેથી ભૂખ્યા બાળકોનું આક્રંદ બાઈથી સહન થઈ શક્યું નહિ. બાઈ પણ ધ્રૂસકું મૂકીને રડવા માંડી.

આ રુદનનો અવાજ પુરાણી સ્વામીને કાને પડ્યો. પુરાણી સ્વામીએ નરભેરામને જગાડયા અને કહ્યુ, 'નભુ! જો તો કોઈ દુખીયારી બાઈ અને એના છોકરા રડી રહ્યા છે.'

રાત્રિના શાંત વાતાવરણમાં રુદનની સાથે , 'મા ખાવા દે' એ શબ્દો સ્પષ્ટ સંભળાતા હતા. તેથી સ્વામીએ કહ્યુ, 'નભુ! આ ગરીબ પરિવાર ભૂખ્યો લાગે છે. આપણે એને કંઈક ખાવાનું આપવું જોઈએ.'

પુરાણી સ્વામીએ રસોડામાં તપાસ કરી પણ જમવાનું કંઈ હતું નહિ. એટલામાં પુરાણી સ્વામીને યાદ આવ્યું અને બોલ્યા, 'નભું! મેં તને સુખડીનો ડબરો ભરી આપ્યો છે. તે લઈને તું જા અને પેલી બાઈને આપી આવ. હું તને કાલે બીજી સુખડી બનાવી દઈશ.'

આટલું કહી સ્વામીએ મંદિરની ખડકી ખોલી સતેજ કરેલું ફાનસ નરભેરામને સોંપ્યું . સ્વામી ખડકીને દરવાજે ઉભા રહ્યા. નરભેરામભાઈ એક હાથમાં ફાનસ અને બીજા હાથમાં સુખડીનો ડબરો લઈ ચોરાને પછવાડે જ્યાં પેલી બાઈ રડી રહી હતી ત્યાં ગયા.

નરભેરામભાઈએ રડતી બાઈના હાથમાં સુખડીનો ડબરો સોંપ્યો અને કહ્યું કે 'બહેન! સ્વામીએ આ પ્રસાદની સુખડી મોકલી છે તારા છોકરાને જમાડ.'

આમ, અડધી રાત્રે આ ભૂખ્યા પરિવારને સુખડીનું ભોજન મળ્યું એટલે આખો પરિવાર રાજી રાજી થઈ ગયો. બાઈને તો એમ જ લાગ્યું કે, ખરેખર આ તો આભમાંથી મારો પ્રભુ જ ઉતર્યો છે.

છોકરાઓ તો સુખડીનો પ્રસાદ મળતાં રાજીના રેડ થઈ ગયા. બાઈના અંતરમાંથી આશીર્વાદના ઉદ્ગાર સર્યા, 'ભાઈ, તમે કોણ છો એની અમને ખબર નથી, પણ તમે અમારી આતરડી ઠારી, તમારી આંતરડી મારો ઠાકોર ઠારશે.'

દુખીયારી બાઈના પરિવારની આંતરડી ઠારીને નરભેરામભાઈ પાછા મંદિરે આવ્યા. કરુણામૂર્તિ સંત પુરાણી સ્વામી નરભેરામભાઈની રાહ જોતા ખડકીયે જ ઊભા હતા.

નરભેરામભાઈએ સ્વામીને બધી હકીકત જણાવી ત્યાર પછી સ્વામી શયન કરવા પધાર્યા.

જાણવા જેવી બીના તો બીજે દિવસે બની. મધ્યરાત્રિએ બાઈ માણસનો આર્તનાદ આ રીતે લક્ષ્ય દઈને સંભળાયો એના પ્રાયશ્ચિતરુપે પુરાણી સ્વામીએ આખો દિવસ ઉપવાસ કર્યો.

દુખીયારાઓના દુ:ખોને દુર કરવાની દયામય દૃષ્ટિ અને સાથોસાથ સાધુઓના ધર્મ વિશે પુરાણી સ્વામીની જાગૃતિ અજોડ હતી.

સ્વામીની કરુણા, સ્વામીનો ઉપવાસ અને દુખીયારી બાઈના આશીર્વાદ નરભેરામભાઈના અંતરમાં કાયમને માટે કોતરાઈ ગયા.

જ્યારે જ્યારે કુદરતી આપત્તિઓનો સમય આવતો ત્યારે ભગવાન સ્વામિનારાયણના આદેશોને અનુસરીને આ કરુણામૂર્તિ સંત દીનદુ:ખીયાઓ અને આપત્તિગ્રસ્તોની ભાવથી સેવા કરતા.

વિક્રમ સંવત્ ૧૯૫૬ મા છપ્પનિયો દુષ્કાળ પડ્યો ત્યારે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ જૂનાગઢ મંદિરમાં દુકાળગ્રસ્તોને જમવા માટે રસોડુ ખોલાવ્યું હતું. પુરાણી સ્વામીએ એ પ્રસંગે રસોઇ કરવી તેમજ ભૂખ્યાઓને ભોજન કરાવવું વગેરે કાર્યોમાં રાત-દિવસ ખડે પગે રહીને સેવા બજાવી હતી.

## સેવામૂર્તિ સંત

ભક્તરાજ નરભેરામભાઇ આ સેવામૂર્તિ સંતનો પોતે અનુભવેલો એક બીજો પ્રસંગ કહેતા.

પુરાણી સ્વામી મહાન વિદ્વાન હોવા છતાંય અતિ સીધું -સાદુ જીવન જીવતા અને નાનામાં નાની સેવામાં સતત પ્રવૃત્ત રહેતા.

નરભેરામભાઇ કોલેજમાં અભ્યાસ કરતાં હતા. એક વાર તેઓ વેકેશનમાં પોતાને ઘેર વાંકીયા આવ્યા. ત્યારે જાણવા મળ્યું કે પુરાણી સ્વામી ચાડિયા ગામે મંદિર કરાવે છે એથી તેઓ ત્યાં સ્વામીના દર્શને ગયા.

મંદિરમાં સુથારી કામ ચાલતું હતું. લાકડા વેરાતા હતા. આશ્ચર્યની વાત એ હતી કે એક બાજુ સ્વામી અને બીજી બાજુ વેરણીયો સામસામે કરવત ખેંચતા હતા.

નરભેરામભાઇ તો સ્વામીને કરવત વેરતા જોઇ આભા જ બની ગયા. મનમાં થયું, 'અરે! આ કેવા મોટા સંત લાકડા વેરવાનું કામ કરી રહ્યા છે.'

મહિમા અને અહોભાવથી નરભેરામભાઇ સ્વામીને દંડવત કરવા લાગ્યા.

સ્વામીએ નરભેરામભાઇ સામે દૃષ્ટિ કરી અને વ્હાલથી બોલ્યા, 'એલા નભું! તું આવી ગયો.'

નરભેરામભાઇ કહે, 'હા સ્વામી! વેકેશન પડ્યું એટલે ઘરે આવ્યો હતો, ત્યાં સાંભળવા મળ્યું કે, આપ ચાડીયા પધાર્યા છો એટલે દર્શને આવ્યો છું.'

આટલું કહીને નરભેરામભાઇ બોલ્યા, 'સ્વામી! તમારે બદલે મને લાકડા વેરવા દ્યો.'

પુરાણી સ્વામી હસ્યા અને બોલ્યા, 'નભું! તું બ્રાહ્મણનો દીકરો, તને કલમ ચલાવતા આવડે , કરવત ચલાવતા ન આવડે.'

નરભેરામભાઇએ આગ્રહ કર્યો એટલે સ્વામીએ હસતા હસતા કરવતનો છેડો નરભેરામભાઇના હાથમાં આપ્યો અને બોલ્યા, 'લે કરી લે અખતરો.'

હવે નરભેરામભાઇએ બાપદાદાની જીંદગીમાં કોઇ દિ કોઇએ કરવત હાંકવાનું કામ કર્યું હોય એવું જોયું નહોતું. નરભેરામભાઇ તો મહિમાબુદ્ધિથી સ્વામીને વિસામો દેવા માગતા હતા.

નરભેરામભાઇએ કરવત હાથમાં લીધી. પણ બ્રાહ્મણના દીકરાથી કાંઇ કરવત ચાલે, એટલે કરવત આમથી તેમ ફગવા માંડી.

પુરાણી સ્વામી એ જોઇને હસવા માંડ્યા. એટલામાં કોઇ હરિભક્ત આવ્યા. એટલે સ્વામીએ એને કહ્યું, 'તું આ બ્રાહ્મણના છોકરાના હાથમાંથી કરવત લઇ લે અને વેરણીયાને લાકડાં વેરવામાં મદદ કર.'

હરિભક્તે નરભેરામભાઇના હાથમાંથી કરવત લઇ લીધી અને લાકડું વેરવા લાગ્યા.

લાકડું વેરતા વેરતા લાકડાના વેરથી ખરડાયેલી સ્વામીની સેવામય મૂર્તિ નરભેરામભાઇના હૃદયમાં કાયમ યાદ રહી ગઇ.

ભગવાન સ્વામિનારાયણની બલિહારી છે. એમણે મહાસમર્થ સિદ્ધ સદ્‌ગુરુઓને પણ નાનામાં નાની સેવા કરતાં કરી દીધા હતા.

ભગવાન સ્વામિનારાયરણનું સૂત્ર છે, 'સેવા એ જ મુક્તિ છે.'

પરંતુ માણસોને એના માન અને મોટાઇ સેવા કરવામાં આડા આવે છે અને નીચી ટેલ કરતા શરમ અને સંકોચ અનુભવે છે. જ્યારે ભગવાન સ્વામિનારાયણના મહાન સંતો નાનામાં નાની ટેલચાકરી ભારે ઉત્સાહથી કરે છે એમને કોઇ જાતનો સંકોચ ક્યારેય નડતો નથી.

## ક્ષમામૂર્તિ સંત

એકવાર વાંકિયાના ભક્તજનોના આગ્રહથી પુરાણી સ્વામી અમરેલીથી વાંકિયા પગપાળા જઇ રહ્યા હતા. સાથે બે સાધુ ને એક પાર્ષદ હતા. ગાવકડા થઇ શેત્રુંજી નદી ઉતરી એક ખેતરમાં ચાલતી કેડીએ ચાલ્યા જતા હતા. એ વખતે ખેતરના માલિક આહીરે એમના રસ્તાને આંતરી પૂછ્યા વિના પારકા ખેતરમાં કેમ ચાલ્યા? એમ કહી એક

એક લાકડી મારી અને થોડીવાર રોકી સંતો પાસે ખડ વઢાવ્યું.

પુરાણી સ્વામી શરીરે કદાવર અને બળવાન હતા. સાથે બે યુવાન સંતો હતા. જો ધાર્યું હોત તો એ ત્રણેયે થઈને પેલા અડબંગ આહીરની પૂજા કરી હોત છતાં પુરાણી સ્વામીએ સાધુભાવે આ બધું સહન કર્યું ને સાથેના સંતોનેય ધીરજ બંધાવી.

ખડ વઢાઈ ગયા પછી પેલા અડબંગે રજા આપી ત્યારે પુરાણી સ્વામી વાંકિયા આવ્યા. રાતે કથાવાર્તા કરી સહુને ખૂબ રાજી કર્યા. બીજે દિવસે ત્યાંથી પુરાણી સ્વામી પીઠવાજાળ ગયા. વાંકિયાના હરિભક્તોને ખબર પડી કે અડબંગ આહીરે સીમમાં સંતોને હેરાન કર્યા હતા. આથી હરિભક્તો પીઠવાજાળ દર્શને આવ્યા અને પુરાણી સ્વામીને કહ્યું, 'સ્વામી તમે તો અમને આ બાબતની જાણ પણ ન કરી.'

આ સાંભળી હસતા હસતા પુરાણી સ્વામીએ કહ્યું, 'હશે ભાઈ, એમાં શું વાત કરવાની હોય. હાલ્યા કરે. મોટા સંતોએ માર ખાઈને જ આ સત્સંગ પ્રવર્તાવ્યો છે. આ પ્રસાદી અમારા ભાગમાં આવી અને શ્રીજીની આજ્ઞા પણ પાળી એ કાંઇ થોડી વાત છે, ભગવાન એનું ય ભલું કરશે.'

આ સાંભળી જીવા પટેલે કહ્યું, 'સ્વામી એમાં એનું શું સારું થશે.' ત્યારે કોઇકે મર્મ કરતા કહ્યું, 'એ અનાડીને દીકરોય ક્યાં છે?'

એ સાંભળી ક્ષમામૂર્તિ પુરાણી સ્વામી બોલી ઉઠ્યા, 'તો તો મહારાજ એને ચાર પુત્રો આપે.'

હરિભક્તો તો આ સાંભળી વિચાર કરતા થઈ ગયા. અવળાઈ ઉપર આવો અનુગ્રહ અને આવી કરુણા.

આ ક્ષમામૂર્તિના અશીર્વાદથી પેલા આહીરને ત્યાં ચાર પુત્રો થયા અને સંતના આવા અનુગ્રહ પછી ઘણો પશ્ચાતાપ થયો.

## લાલજીને લખેસરી કર્યા

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી પ્રત્યે તરઘરી દેવળિયાના હરિભક્તોને ભારે પૂજ્યભાવ હતો. પુરાણી સ્વામી જામનગર બાજુ આવે એટલે હરિભક્તોના આગ્રહથી તેઓશ્રી તરઘરી દેવળિયા થોડા દિવસ રોકાતા ને કથાવાર્તા કરી સહુને રાજી કરતા.

એક વખત પુરાણી સ્વામી અત્રે પધાર્યા ત્યારે અહીંના મકનજી શેઠ પોતાના નાના પુત્રને પુરાણી સ્વામી પાસે લાવ્યા. સાકરનો પડો ને નાળિયેર સ્વામી પાસે મૂકી પુત્રને વર્તમાન ધરાવવા ને નામ પાડી આપવા વિનંતી કરી. વર્તમાન ધરાવી કંઠી પહેરાવી અને ભગવાનની યાદી આપે એવું 'લાલજી' નામ રાખવા કહ્યું ને આ સમર્થ સંતે ભવિષ્યવાણી ભાખી કે 'આ લાલજી વેપાર ઉદ્યોગમાં ભારે હોંશિયાર થશે ને સત્સંગની સારી સેવા કરી તેનો પ્રચાર પણ કરશે.' આ સાંભળી શેઠ ભારે રાજી થયા.

સાચા સંતોના હૃદયમાંથી નીકળેલી વાણી ફળે છે. સમય જતાં આ લાલજી શેઠ આફ્રિકા ગયા અને ત્યાં જ વસવાટ કર્યો. અહીં પોતે કેનિયા, નાઈરોબી, ટાંઝાનિયા, લીંડી વગેરે શહેરોમાં સારો વેપાર વિકસાવ્યો. તેમજ સાથોસાથ સત્સંગનો પ્રાચાર પણ કરતા રહ્યા. અત્રે ધંધાર્થે વસેલા ગુજરાતી, કાઠિયાવડી ને કચ્છી હરિભક્તોને ભેળા કરી શ્રી પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળની સ્થાપના પણ કરી અને ધૂન, કીર્તન, ભજન, સ્મરણ ને કથાવાર્તા દ્વારા સત્સંગ પ્રચારનું કાર્ય પણ શરુ કર્યું.

સમય જતાં આ લાલજી શેઠે ભારે પ્રયાસો કરી નાઈરોબી ખાતે સને ૧૯૪૫માં સ્વામિનારાયણ મંદિરનુ નિર્માણ કર્યું જે વિદેશની ધરતી પર થયેલ સ્વામિનારાયણ સંપ્રદાયનું પ્રથમ મંદિર બની રહ્યું. તેનો મહોત્સવ પણ આ શેઠના શુભ હસ્તે ઉજવાયો. તે પછી ૧૯૫૪માં તેઓ નાઈરોબીથી લીંડી જઈ વસ્યા ને ત્યાં પણ સત્સંગની પ્રવૃત્તિઓ કરી. દારેસલામમાં પણ મંદિરની પ્રેરણા આપી. ત્યાં ૧૯૫૭માં દેવનો પ્રતિષ્ઠોત્સવ તેમણે અપૂર્વ ઉત્સાહ

સાથે ઉજવ્યો હતો. આ રીતે પુરાણી સ્વામીની ભવિષ્યવાણી સાચી પડી.

સને ૧૯૭૦માં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પ્રથમ આફ્રિકા પધારેલા ત્યારે પ. ભ. લાલજી શેઠ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને સંતમંડળ સાથે લીંડીમાં પોતાના વિશાળ ફાર્મમાં તેડી ગયા હતા અને સત્સંગનો સારો લાભ લીધો હતો.

ઈ.સં.૧૯૮૪માં આ નાઈરોબી મંદિરનું નવનિર્માણ કરી પ્રેસિડન્ટ દેવશીભાઈ ધનજીભાઈ વેકરિયાની આગેવાની નીચે પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળે હાલ નવ્ય ભવ્ય વિશાળ મંદિર બાંધ્યું છે.

## ગોંડલ મંદિરનો વિકાસ

ગોંડલના ગુણિયલ રાજવીઓમાં સદ્‌ગુરુ રામાનંદ સ્વામીના સમયમાં સત્સંગ થયેલો. દરબાર દેવાજી બાપુએ ગોડલમાં ધામધૂમથી સુંદર હરિમંદિર કરાવ્યું ને સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીના હસ્તે શ્રીજીની સુંદર ચિત્રપ્રિતમા પધરાવી. હાલ ગોંડલમાં નાની બજારમાં જે શિખરબંધ મંદિર છે તે સં ૧૯૨૮માં રાજમાતા મોંઘીબાએ રાજના ખર્ચે બંધાવેલું છે. આચાર્ય ભગવત્‌પ્રસાદજી મહારાજના હસ્તે મૂર્તિપ્રતિષ્ઠા કરાવી હતી. પ્રારંભમાં ગોંડલ મંદિરનો વહીવટ વડતાલના પાર્ષદો સંભાળતા હતા. પરંતુ ગોંડલ મંદિરનો વહીવટ સાવ ખાડે ગયો હતો.

ગોંડલ મંદિરના વહીવટની સુધારણા માટે વિક્રમ સંવત્ ૧૯૪૯માં આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીને ગોંડલ મંદિરનો વહીવટ સંભાળવા આગ્રહ કર્યો પરંતુ સ્વામીએ પોતે વહીવટ ન સંભાળતા પોતાના શિષ્ય શાસ્ત્રી ધર્મતનયદાસજીને ગોંડલ મંદિરનો વહીવટ સોંપ્યો. સ્વામી ધર્મતનયદાસજીએ ભારે કુશળતાપૂર્વક લગભગ વીસ વર્ષ સુધી મંદિરનો વહીવટ સંભાળ્યો અને મંદિરને સમૃદ્ધ કર્યું.

શાસ્ત્રી ધર્મતનયદાસજી સ્વામી ૧૯૬૮માં અક્ષરવાસી થયા ત્યારબાદ સ્વામી બાલમુકુંદદાસજીની આજ્ઞાથી પુરાણી સ્વામીએ ગોંડલ મંદિરનું સુકાન સંભાળ્યું.

પુરાણી સ્વામીની વ્યવહાર કુશળતાને લીધે ગોંડલ મંદિરની ખૂબ જ સારી પ્રગતિ થઈ હતી, મંદિરની સમૃદ્ધિ ખૂબ જ વૃદ્ધિ પામી હતી.

પુરાણી સ્વામીએ ગોંડલ મંદિરમાં ખૂબ સુંદર ગૌશાળાનું નિર્માણ કરાવ્યું હતું તથા અન્ય અનેક નવા મકાનોના નિર્માણ થયા હતા.

કૈલાસબાગમાં શ્રીજી મહારાજ સાત વખત પધારેલા તે ભૂમિકા ઉપર દરબાર ભાણભાઈએ દેરી કરાવેલી હતી. પુરાણી સ્વામીએ ડેરીને પ્રદક્ષિણા ને દંડવત્ સહેલાઈથી થઈ શકે તે માટે ફરતા નાનકડા ઓટાને પહોળો કરાવ્યો હતો

અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો મંદિરની વાડીમાં જ્યાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો છે તે મહા પ્રસાદીના સ્થળે દરબાર શ્રી સંગ્રામસિંહજીએ ઉત્તરાદા મુખે વિમાન આકારની ડેરી કરાવી હતી અને એમાં ચરણારવિંદ પધરાવ્યાં હતાં.

પુરાણી સ્વામીએ આ અક્ષરડેરીના નાનકડા ઓટાને વિસ્તારીને મોટો કર્યો હતો. અક્ષરદેરી ખુલ્લી હતી. તેને ફરતાં પીત્તળના સળિયા નખાવી પેક કરીને એક બાજુ દરવાજો રખાવ્યો હતો.

અક્ષરડેરીને ફરતા ફૂલછોડ ને ફળાઉ ઝાડ વાવીને સુંદર બગીચો બનાવ્યો હતો. જેનાં ફળ અને ફૂલ જૂનાગઢ તેમજ મોટા મંદિરોમાં દેવસેવા માટે મોકલવામાં આવતાં.

ગોંડલ મંદિરની આ અક્ષર દેરીવાળી વાડીની દેખરેખ પુરાણી સ્વામીએ ખીમા ભગતને સોંપી હતી.

ઉત્સાહી સેવાભાવી ખીમા ભગતે વાડીમાં આંબા, આંબલી, કોઠા, ગુંદા, જામફળી, લીંબુડી, પપૈયા, દાડમી વગેરે ઘણાય ફળાઉ વૃક્ષો તેમજ શાકભાજી અને ફૂલછોડ વાવ્યા હતા.

વાડીના બગીચાને પાણી પાવા માટે કુવાની ખાસ જરુર હતી. પુરાણી સ્વામીએ તેમજ સ્વામી નારાયણસેવાદાસજી વગેરે સંતો-પાર્ષદોએ ખૂબ જ પરિશ્રમ કરીને કાળા પથ્થરની શિલાઓ તોડીને જાતે કુવો ગાળ્યો હતો અને શ્રીજી મહારાજની કૃપાથી એમા ખૂબ સારું પાણી થયું હતું.

દુર્ભાગ્યે આ મહા પ્રસાદીની વાડી અનેક રાજકીય કાવાદાવાઓને લીધે મૂળ સંપ્રદાયના હાથમાંથી નીકળી ગઈ.

## સાધુતા, વિદ્વત્તા અને વ્યવહાર દક્ષતાનો ત્રિવેણી સંગમ

સાધુતા, વિદ્વત્તા અને વ્યવહાર કુશળતાનો ત્રિવેણી સંગમ ભાગ્યેજ જોવા મળતો હોય છે. પુરાણી સ્વામી સાધુતાની મૂર્તિ હતા, મહાન વિદ્વાન હતા તો સાથે સાથે એટલા જ વ્યવહાર કુશળ હતા.

સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી જેવા સમર્થ સંત પણ સત્સંગ અને મંદિરોના અનેક આંટીઘૂંટી ભર્યા પ્રશ્નો પુરાણી સ્વામીના સાથ સહકારથી ઉકેલતા હતા.

પુરાણી સ્વામીની સાધુતા અજોડ હતી. સ્વામી ધર્મપાલનમાં ખૂબ જ ચુસ્ત હતા. ધર્મપાલનમાં સંત-પાર્ષદની સહેજ પણ કચાસ તેઓ ચલાવી લેતા નહિ. જૂનાગઢના ત્યાગી વર્ગ ઉપર સ્વામીની વિદ્વત્તા અને વર્તનનો ભારે પ્રભાવ હતો.

ધર્મપાલનમાં શિથિલ રહેનારાઓ પુરાણી સ્વામીના પુણ્ય પ્રકોપને સહન કરી શકતા નહિ. એથી તેઓ ધર્મ ભંગ કરવામાં ભારે ડરતાં રહેતા હતાં.

પુરાણી સ્વામી અજોડ તપસ્વી સંત હતા. ભગવાન સ્વામિનારાયણે સત્સંગિજીવનનાં પાંચમાં પ્રકરણમાં અનેક નાના-મોટા કઠિન વ્રતો અને તપના અનેક પ્રકારો બતાવેલા છે. જેમકે દંડ ચાંદ્રાયણ, ઋષિ ચાંદ્રાયણ, જવ ચાંદ્રાયણ, પિપીલિકા ચાંદ્રાયણ, પર્ણકૃચ્છ્ર, કૃચ્છ્રાતિકૃચ્છ્ર, પારાક વ્રત, સૌમ્ય કૃચ્છ્ર, આગ્નેય કૃચ્છ્ર વગેરે

સત્સંગિજીવનમાં બતાવેલા આ તમામ કઠિનમાં કઠિન વ્રતો અને તપ પુરાણી સ્વામીએ પૂર્ણ શ્રદ્ધાથી કર્યા હતા. આ રીતે સત્સંગિજીવનમાં બતાવેલા બધા જ વ્રતો કોઈ એક સંતે કર્યાહોય એવા દાખલા બહુ ઓછા મળશે.

પુરાણી સ્વામીની વિદ્વત્તા અને કથાવાર્તાથી સમસ્ત ગોંડલ ભારે પ્રભાવિત હતું. રાજના મોટા અમલદારો પણ સ્વામી પાસે સત્સંગનો લાભ લેવા આવતા.

ગોંડલના સર ન્યાયાધીશ શ્રીમાન ગણેશભાઈ તો પુરાણી સ્વામીની વિદ્વત્તા ને સાધુતાથી ખૂબ પ્રાભાવિત થયા હતા. સમય હોય કે ન હોય તો પણ ગણેશભાઈ બબ્બે કલાક બેસીને સ્વામીના મુખેથી સત્સંગનો લાભ લેતા.

ગોંડલ નરેશ ભગવત્સિંહજીના અંતરમાં પણ પુરાણી સ્વામીની વિદ્વત્તા અને સાધુતા પ્રત્યે ખૂબ જ આદરભાવ હતો. તેઓ પ્રસંગોપાત પુરાણી સ્વામીને પોતાને બંગલે બોલાવી એમની મનનીય વાતો સાંભળી પરમ આનંદ અનુભવતા.

પુરાણી સ્વામી દરબારોના ગુરુ ગણાતા. મેંગણી દરબાર રાઘવસિંહજી, લોધિકા દરબાર શ્રીદાનસિંહજી, માખાવડના માનભા અને મુળવાજી, ખાંભાના દરબાર વિજયસિંહજી તથા નારુભા, વાગુદડ દરબાર વજેસિંહજી તેમજ ગણોદ, વાવડી, કાંગશિયાળી, ખીરસરા, પડવલા, કાળીપાટ વગેરે અનેક ગામોના દરબારો તેમજ હરિભક્તો સ્વામીના સમાગમ માટે ગોંડલ આવતા.

સત્સંગનો બહુ મોટો સમુદાય પુરાણી સ્વામી સાથે આત્મબુદ્ધિથી જોડાયેલો હતો.

## પુણ્ય શાલી પારેવડો

સદ્ગુરુ શાસ્ત્રી સ્વામી ધર્મતનયદાસજી ધામમાં ગયા બાદ સ્વામી બાલમુકુંદદાસજીની આજ્ઞાથી પુરાણી સ્વામીએ ગોંડલ મંદિરોનો વહીવટ સંભાળ્યો હતો. તેઓ અવારનવાર રાજકોટ પધારતા રહેતા અને સત્સંગ સમાજને કથાવાર્તાનો લાભ આપતા રહેતા હતા.

રાજકોટ ઉપરાંત આસપાસના ગામડાઓમાં પણ સ્વામીનું ખૂબ જ વિચરણ રહેતું.

રાજકોટ વિસ્તારના ગામડાઓમાં દરબારો પુરાણી સ્વામીને પોતાના ગુરુ માનતા અને જેમ સ્વામી કહે તેમ કરતા હતા.

લોધિકા દરબાર શ્રીદાનસિંહજીએ પુરાણી સ્વામીને ગામડાઓમાં વિચરણ કરવા માટે બળદ સાથેનો એક એકો અર્પણ કર્યો હતો.

પુરાણી સ્વામીનું શરીર પ્રૌઢ અને સ્થૂળ હતું તેથી એકાને લીધે સ્વામીને ગામડા ફરાવાનું સરળ રહેતું એકાનો બળદ શંકરના પોઠિયા જેવો હતો. આ બળદ પારેવા જેવો ખુબ જ સોજો અને ભલો હતો એટલે બધા એને પારેવડો કહીને બોલવતા.

આ અરસામાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પાર્ષદ અરજણ ભગત તરીકે સ્વામીની સેવામાં જોડાયા હતા.

અરજણ ભગત એકો હાંકતા, સાથોસાથ મધુર કંઠે કંઠસ્થ કરેલા કીર્તનો અને પ્રકરણો બોલતા.

પારેવડાની ઉમંગ ભરેલી ચાલ અને અરજણ ભગતના કીર્તનો પુરાણી સ્વામી જેવા મહાન સંતની કૃપાનું નિમિત્ત બન્યા હતા.

શંકરની સાથે પોઠિયો પૂજાય એમ સ્વામી જયાં જયાં પધારે ત્યાં આ પારેવડાને પણ ભારે આદર સત્કાર મળતા.

પુરાણી સ્વામી જે જે ગામમાં જતા ત્યાં નાના નાના

હરિભક્તો તો ઠીક ગામધણી દરબારોના દીકરાઓ પણ પારેવડાને સાચવવામાં લાગી જતા. પારેવડાને નીરણ પાણીથી ધરવતા. પારેવડો પણ ક્યારેય ગુડીયા વાળતો નહિ, આડુ તાણતો નહીં. અવસર આવે ત્યારે આજ્ઞાંકિત સેવકની જેમ દોડીને ધોસરીને કાંધે લઈ લેતો.

પારડીના પરબતબાપા પુરાણી સ્વામીના પારેવડાના ખૂબ વખાણ કરતા.

હરિભક્તોની મહિમાબુદ્ધિ જબરી હતી. હરિભક્તો ભગવાન સ્વામિનારયણના સંતો-પાર્ષદોનો મહિમા તો સમજતા જ સાથે સાથે એમની સેવામાં કામ લાગતા પારેવડા જેવા પશુઓનો પણ મહિમા સમજતા. મહિમા વિનાનો સત્સંગ સાકર વગરના કંસાર જેવો છે.

પારેવડે જોડેલા એકામાં બેસીને પુરાણી સ્વામીએ રાજકોટના આસપાસના નાના મહુવા, ખીરસરા, વાગુદડ, વાવડી, લોધીકા, નોંઘણચોરા, મેંગણી, પડવલા, રીબ, ખાંભા, ઢોલરા, કાંગશીયાળી, પારડી, કાળીપાટ, પાડાસણ વગેરે અનેક ગામડાઓમાં વિચરણ કરેલું છે.

બળદ તો ઘણા હોય પરંતુ આ પારેવડો ખરેખર કોઈ પુણ્યશાળી જીવ હશે કે જેને પશુયોનિ હોવા છતાય પ્રગટ ભગવાનને અંતરમાં અખંડ ધારી રહેલા પુરાણી સ્વામી જેવા મહાન સંતની સેવાનો અવસર પ્રાપ્ત થયો હતો અને પારેવડાએ એ સેવા સારી રીતે બજાવીને મોક્ષ સાધી લીધો હતો.

દરબાર દાનસિંહજી તો એકો અને પારેવડો અર્પણ કરીને પુરાણી સ્વામીનો રાજીપો મેળવી કૃતાર્થ થયા હતા, સાથે સાથે પશુયોનિમાં જન્મેલો પારેવડો પણ પુરાણી સ્વામી જેવા એકાંતિક સંતની સેવામાં આવતા ખાટી ગયો હતો અને બડભાગી બન્યો હતો.

સર્વોપરી ભગવાન સ્વામિનારાયણ અને એમના સંતોનો મહિમા અપરંપાર છે. એમના યોગમાં આવેલા પશુ-પંખીના પણ ભગવાન સ્વામિનારાયણે કલ્યાણ કર્યા છે એવા સેંકડો દાખલાઓ સત્સંગમાં પ્રસિદ્ધ છે. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ ઘણીવાર પારેવડાના પ્રસંગને યાદ કરીને પોતાના પાર્ષદ જીવનના સંસ્મરણોને તાજા કરતા.

## કલ્પતરુની કથા અને અલૌકિક અનુભવ

વિક્રમ સંવત્ ૧૯૭૩ની સાલ હતી. અધિક ભાદરવો માસ હતો. સદ્‌ગુરુ શ્રી બાલમુકુંદદાસજી સ્વામી ધામમાં ગયા એને થોડા મહિનાઓ વીત્યા હતા.

રાજકોટનો સત્સંગ સમાજ પુરાણી સ્વામીના અમૃતવચનોનો લાભ લેવા તલસતો હતો.

સત્સંગ સમાજના મનમાં ઈચ્છા હતી કે આ પવિત્ર અધિક માસમાં પુરાણી સ્વામી ગોપીનાથદાસજી રાજકોટ પધારે અને હરિલીલાકલ્પતરુ ગ્રંથની કથા સંભળાવે.

રાજકોટમાં સ્વામીના મંડળના જ સંત સ્વામી ધર્મવલ્લભદાસજીની કોઠારી તરીકે નિમણૂક થઈ હતી તેથી સ્વામીને તેડાવવામાં વાતાવરણ અનુકુળ હતું.

હરિભક્તોના આગ્રહથી સ્વામી ગોંડલથી રાજકોટ પધાર્યા.

દેવપ્રસાદ સ્વામી, નારાયણસેવાદાસ સ્વામી અને પાર્ષદ અરજણ ભગત એમની સાથે હતા.

મંદિરમાં કલ્પતરુની કથાનો આરંભ થયો. મોટી સંખ્યામાં ભક્તજનો કથા સાંભળવા એકઠા થતા હતા.

પુરાણી સ્વામી કથારસ વરસાવી સર્વને રસતરબોળ કરતાં હતા. સમય કેમ પસાર થઈ જતો એની પણ કોઈને ખબર રહેતી નહોતી.

કલ્પતરુની કથાને લીધે પવિત્ર પુરુષોત્તમ માસના દિવસો વિશેષ પાવનકારી થઈ રહ્યા હતા.

પુરાણી સ્વામી જેવા મહાન સંતના મુખેથી કથાવાર્તા સાંભળીને હરિભક્તો પણ ધન્ય ધન્ય થઈ રહ્યા હતા.

આમ, કરતા કરતા અધિક માસ પૂરો થઈ રહેવા આવ્યો. કલ્પતરુના અગિયારમા સ્કંધની કથા પૂરી થવા આવી હતી અને છેલ્લો બારમો સ્કંધ બાકી હતો.

આ અરસામાં એક દિવસ રાત્રિના સમયે પુરાણી સ્વામી પોતાના આસને સૂતા હતા. રાત્રિનો આશરે ત્રણેક વાગ્યાનો સમય હતો. આ સમયે પુરાણી સ્વામીને એક અલૌકિક સ્વપ્ન આવ્યુ.

સ્વપ્નમાં એમને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી અને હરિલીલાકલ્પતરુ ગ્રન્થના રચયિતા બ્રહ્મચારી મહારાજ શ્રી અચિંત્યાનંદજીના દર્શન થયા.

પુરાણી સ્વામી અત્યંત ભાવ-વિભોર થઈ ગયા. સ્વામીએ બંને સદ્‌ગુરુ સંતોને વંદન કર્યા.

ગુણાતીતાનંદ સ્વામી બોલ્યા "પુરાણી! ચાલો મારી સાથે, બહાર ફળિયામાં હનુમાનજીની ડેરી પાસે શ્રીજી મહારાજ તમારી રાહ જુએ છે."

સ્વામીની વાત સાંભળતા પુરાણી સ્વામીને વિશેષ આનંદ થયો. સ્વામી બંને મહાન સદ્‌ગુરુઓ સાથે ચાલતાં

ચાલતાં મંદિરની બહાર ફળીયામાં હનુમાનજીની ડેરી પાસે પધાર્યા.

ફળીયામાં દિવ્ય વિમાન ઊભુ હતુ અને વિમાનની બહાર ભગવાન શ્રીહરિ મંદ મંદ હસતા ઊભા હતા.

સ્વપ્રમાં આવા દિવ્ય દર્શનથી પુરાણી સ્વામી અત્યંત ભાવવિભોર થઈ ગયા ત્યાં તો શ્રીજી મહારાજ હસીને બોલ્યા ''સ્વામી! ચાલો ધામમાં. અમે તમને તેડવા આવ્યા છીએ.''

મહારાજની વાત સાંભળી પુરાણી સ્વામીથી બોલાઈ ગયું. ''મહારાજ! ધામમાં આવવા માટે તો મારી પૂર્ણ તૈયારી છે. પરંતુ અહીં કલ્પતરુની કથા ચાલે છે. અગિયારમો સ્કંધ પૂરો થવા આવ્યો છે. બારમો સ્કંધ લેવા માટે માણસ જૂનાગઢ ગયો છે. આ કથા અધૂરી છે એનું મારે શું કરવુ?'' પુરાણી સ્વામીની વાત સાંભળી મહારાજ માત્ર હસ્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યુ, ''મહારાજ! આપણે પુરાણીને કથાવાર્તા દ્વારા તમારા સ્વરૂપનો મહિમા સમજાવી હરિભક્તોને સુખ દેવા માટે મોકલ્યા છે.''

''આપના સુપુત્ર રઘુવીરજી મહારાજની ઈચ્છાથી અને અમારી આજ્ઞાથી આ અચિંત્યાનંદ બ્રહ્મચારીએ કલ્પતરુની રચના કરી છે. આ ગ્રન્થમાં આપનો સર્વોપરી મહિમા વર્ણવાયો છે માટે આ ગ્રન્થ સર્વોપરી છે.''

''મહારાજ ! આ બધી વાત આપ સારી રીતે જાણો છો.''

''પુરાણી સ્વામી જેવા સંત આ ગ્રંથની કથા કરશે તો હરિભક્તોને આપનો મહિમા યથાર્થ સમજાશે અને સત્સંગમાં સમાસ થશે. માટે એ હમણા ભલે કથા કરે. આપણે એમને પછી ધામમાં લઈ જશું.''

ગુણાતીતાનંદ સ્વામીની વાત સાંભળી મહારાજ બોલ્યા ''ભલે સ્વામી! જેવી આપની મરજી.''

આટલું કહેતાની સાથે જ મહારાજ અદશ્ય થઈ ગયા.

પુરાણી સ્વામીનું સ્વપ્ર પુરુ થયું. ઊંઘ ઊડી ગઈ. મહારાજ અદ્રશ્ય થઈ ગયા એનો પુરાણી સ્વામીને ભારે આઘાત લાગ્યો.

આઘાતમાં અને આઘાતમાં સ્વામીનો કંઠ સાવ બેસી ગયો, ગળું રુંધાઈ ગયું, વાચા બંધ થઈ ગઈ. સ્વામી બોલવા જાય તો પણ ગળામાંથી અવાજ નીકળતો નહોતો. સ્વામીએ બે-ત્રણ ખોખારા મારી જોયા પણ અવાજ ખુલ્યો નહિ.

સ્વામીના મનમાં થયું ''અરે ! મહારાજ મને તેડવા આવ્યા અને આ કથા ક્યાં આડી આવી !!''

રાત્રીના સાડા ત્રણ વાગ્યા હતા. સ્વામીએ પોતાના સેવક સંત દેવપ્રસાદદાસજીને જગાડ્યા.

સ્વામી કંઈક કહેવા માગતા હતા પણ બોલી શકતા નહોતા. પુરાણી સ્વામીની આવી અવાચક સ્થિતિ જોઈને દેવપ્રસાદ સ્વામી પણ હાંફળાફાંફળા થઈ ગયા. એમણે બીજા સંતોને જગાડ્યા.

બધા સંતો સ્વામીની આસપાસ એકઠા થઈ ગયા. સ્વામી કાંઈ બોલી શકતા નહોતા. સ્વામીને શું થઈ ગયુ છે ? એ કોઈને સમજાતું નહોતું.

સ્વામીએ હાથના સંકેતથી પાણી માગ્યુ. સેવક સંતે પાણી આપ્યું. સ્વામીએ પાણીથી કોગળા કર્યા પણ વાચા ખુલી નહી.

આશરે સવારના ચાર વાગ્યાનો સમય થયો. પુરાણી સ્વામી સ્નાનાદિકથી પરવારી પુજામાં બેઠા અને પોતાથી થયેલી ભૂલ બદલ મહારાજની પાસે મનોમન માફી માગવા લાગ્યા.

સવારની મંગળા આરતી બાદ સ્વામીનું ગળું થોડું ખુલ્યું.

સ્વામીને થતું હતું કે, કદાચ હવે મારાથી કથા નહિ થઈ શકે!! પરંતુ ધીરે ધીરે સ્વામીનો કંઠ ખુલવા લાગ્યો.

આખરે તો મહારાજે એમને કથાવાર્તાથી સત્સંગનું સુખ આપવા માટે જ રાખ્યા હતા.

કથાનો સમય થયો, મંદિર હરિભક્તોથી ભરાઈ ગયું. સ્વામીએ બેસી ગયેલ સાદે કલ્પતરુની કથા શરૂ કરી.

સાંભળનારા ભક્તજનોને આશ્ચર્ય થયું કે, ''સ્વામીનો સાદ આમ અચાનક કેમ બેસી ગયો!''

સ્વામીએ સભામાં પોતાના રાત્રીનાં અનુભવની વાત કરી કહ્યું ''ભક્તો મહારાજ મને ધામમાં તેડી જવા આવ્યા, પણ આ કથા આડી આવી એટલે મુકીને જતા રહ્યા.''

વાત કરતા કરતા સ્વામી દિલગીર થઈ ગયા. હરિભક્તોએ કહ્યું ''સ્વામી! તમને કથા આડી નથી આવી પણ અમને કથા સંભળાવવા માટે જ મહારાજે તમને રાખ્યા છે.''

સ્વામીએ કલ્પતરૂની કથા આગળ ચલાવી. ધીરે ધીરે સ્વામીનો કંઠ ખુલવા લાગ્યો અને આખરે ગળુ પૂર્વવત્ થયું.

રાજકોટમાં કથા પૂર્ણ કરી સ્વામી ગોંડલ પધાર્યા અને મહારાજ ક્યારે ફરીથી તેડવા આવે ? તેની રાહ જોવા લાગ્યા.

# ધામમાં જવાની પૂર્વ તૈયારી

વિક્રમ સંવત્ ૧૯૭૩માં ભાદરવા માસની જલઝીલણી એકાદશીનો સમૈયો કરવા પુરાણી સ્વામી, સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી, સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામી તેમજ પોતાનાં સેવક સંતો દેવપ્રસાદદાસજી તથા પાર્ષદ અરજણ ભગત વગેરેને સાથે લઈને ગઢપુર પધાર્યા.

ગઢપુરમાં જલઝીલણીનો સમૈયો પૂર્ણ કરી પુરાણી સ્વામી સાળંગપુર પધાર્યા અને અહીંયા ભાદરવા વદી પંચમીના પવિત્ર દિવસો તેમણે આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ પાસે પોતાનાં પાર્ષદ અરજણ ભગતને ભાગવતી દીક્ષા અપાવી અને 'સાધુ ધર્મજીવનદાસ' નામ રાખ્યું. ત્યારબાદ સ્વામી પાછા ગોંડલ પધાર્યા.

પુરાણી સ્વામી સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની આજ્ઞાથી વર્ષોથી ગોંડલ મંદિરનો વહીવટ સંભાળતા હતા.

પુરાણી સ્વામીની કથાવાર્તા અને સમાગમથી ગોંડલનાં હરિભક્તોના અંતરમાં સત્સંગ ખૂબ જ સુદ્દઢ થયો હતો.

પુરાણી સ્વામીની વિદ્વત્તાએ ગોંડલના બુદ્ધિજીવી વર્ગના દિલને જીતી લીધા હતા. ગોંડલના સર ન્યાયાધીશ ગણેશભાઈ જેવા વિદ્વાનો અને રાજ્યના મોટા મોટા માણસો સ્વામીનો સમાગમ કરવા આવતા.

ગોંડલ નરેશ ભગવત્‌સિંહજીના અંતરમાં પુરાણી સ્વામી પ્રત્યે ખૂબ જ આદર ભાવ હતો. તેઓ પ્રસંગોપાત પુરાણી સ્વામીને આદરપૂર્વક પોતાને બંગલે પધરાવતા અને સ્વામીના મુખેથી જ્ઞાનવાર્તાનું શ્રવણ કરતા હતા.

ઉપરાંત મેંગણી દરબાર રાઘવસિંહજી, લોધિકા દરબાર શ્રીદાનસિંહજી, માખાવડનાં શ્રીમાનભા તથા મુળવાજી, ખાંભા દરબાર શ્રી વિજયસિંહજી તથા નારુભા બાપુ, વાગુદડ દરબાર શ્રીવજેસિંહજી તેમજ કાળીપાટ, પાડાસણ, પડવલા, કાંગસિયાળી વગેરે અનેક ગામોના દરબારો તેમજ ગોંડલ અને રાજકોટ વિસ્તારના અનેક ગાંમડાઓના હરિભક્તો અવાર નવાર ગોંડલ આવતાં અને પુરાણી સ્વામીનો સમાગમ કરતા રહેતા.

આ બધાં જ ભક્તજનોના દિલ પુરાણી સ્વામી જેવા સદ્‌ગુરુ સાથે ભારે આત્મબુદ્ધિથી જોડાયા હતા. પરંતુ પુરાણી સ્વામીને હવે ક્યાંય ગોઠતું નહોતુ.

સ્વામીએ રાજકોટમાં જે અલૌકિક પ્રસંગ અનુભવ્યો તેથી પોતે આ લોકમાંથી વિશેષને વિશેષ ઉદાસ રહેવા લાગ્યા હતા. 'મહારાજ ફરીથી ક્યારે તેડવા પધારે?' એની આતુરતા પૂર્વક રાહ જોતા હતા અને પોતાને હવે ધામમાં તેડી જવાની શ્રીહરિને પ્રાર્થના કરતા રહેતા હતા.

પુરાણી સ્વામીના મનમાં આલોકની વાસનાની ગંધની કોઈ સંભાવના જ નહોતી. હવે એમણે પોતાના મનમાંથી શુભ સંકલ્પોની ચાદર પણ ઉતારી નાખી હતી. સત્સંગના ઉત્કર્ષના સંકલ્પો પણ છોડી દીધા હતા.ધામમાં જવાની પૂર્વતૈયારી રૂપે ગોંડલ મંદિરના અગત્યના કાર્યો પણ એમણે ઝડપથી પૂર્ણ કરી નાખ્યા હતા.

આ રીતે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ એમને સોપેલી જવાબદારીઓ પૂર્ણ કરી લીધી હતી.

પુરાણી સ્વામી પાસે મોટા મોટા સદ્‌ગુરુઓ પાસેથી પરંપરાગત રીતે પ્રાપ્ત થયેલી શ્રીહરિની પ્રસાદીની અનેક વસ્તુઓ હતી.

પુરાણી સ્વામીએ સ્વહસ્તે કાગળ ઉપર લખાણ કરીને એ પ્રસાદીની વસ્તુઓ, માળાઓ, કંઠીઓ, ચરણાર્વિંદ, વસ્ત્રો વગેરે પોતાના શિષ્યો સંત-પાર્ષદોને વિતરણ કરવાની વ્યવસ્થા ગોઠવી દીધી હતી.

સ્વામીએ કાગળમાં ટાંક મારી હતી કે, આ શરીરનો અવસાનકાળ હવે નજીક છે એનો મને અણસાર આવી ગયો છે. માટે આ બધી શ્રીહરિની પ્રસાદીની વસ્તુઓ અને અન્ય પદાર્થોની નીચે પ્રમાણે વ્યવસ્થા કરી રહ્યો છું.

આમ નોંધ લખીને સ્વામીએ પોતાના મંડળના સર્વ સંત-પાર્ષદોના નામ લખ્યા અને એની સામે એને આપવાની પ્રસાદીની વસ્તુઓની યાદી લખી.

આ રીતે આખરી લખાણ તૈયાર કરી સ્વામીએ પોતાના મંડળના મોટેરા સંત અક્ષરપ્રિયદાસજી સ્વામીને ભલામણ કરીને કહ્યુ, 'મારી પાસે જે આ સંસ્કૃતના પુસ્તકો છે, તે આ નાના સાધુ ધર્મજીવનદાસજીને આપજો. તેમની ઉંમર નાની છે પણ તે ભારે બુદ્ધિશાળી છે અને ભણે એવા છે, તેથી આ પુસ્તકો એમને ભણવામાં કામ લાગશે.'

આ રીતે નાના સંત ધર્મજીવનદાસજી ઉપર પોતાનો વિશેષ રાજીપો દર્શાવી સ્વામીએ પોતાના સર્વકાર્યોને સંકેલી લીધા.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે કૂર્મનું દ્રષ્ટાંત આપીને સ્થિતપ્રજ્ઞના લક્ષણ લખ્યા છે, તે રીતે સ્વામીએ પોતાના મનની વૃત્તિઓને પાછી વાળી લીધી.

હવે સ્વામી ઉપર ઉપરથી તેમના દેહની ક્રિયા તેમજ આવશ્યક સેવાઓ કરતા હતા, પણ અંદરથી એમનું મન તો મહારાજની મૂર્તિ સાથે જોડાઈ ચુક્યું હતુ.

## માંદાઓની માવજત

વિક્રમ સંવત્ ૧૯૭૪ની સાલ હતી. ચોમાસાના દિવસો પૂરા થઈ રહ્યા હતા. અચાનક સૌરાષ્ટ્રમાં કડકડીયાનો રોગ ફાટી નીકળ્યો.

એ સમયે આજનાં જેવા મેડીકલ સાધનો ઉપલબ્ધ નહોતા. કડકડીયાના વાયરસને નાથી શકાય એવી કોઈ સ્થિતિ નહોતી.

આ કડકડીયાના રોગમાં લોકોને ઝેરી તાવ ચડતો, ઝાડા ઉલટીયો થતી, શરીરમાં ગાંઠ્યો નીકળતી અને જોત જોતામાં માણસો મોતના મુખમાં હોમાઈ જતા.

કડકડીયાના આ ભીષણ રોગે ભારે હાહાકાર મચાવ્યો. સરકાર દ્વારા અનેક ઉપાયો કરવા છતા રોગ કાબુમા આવતો નહોતો.

લોકો શહેર અને ગામડા છોડીને દૂર દૂરની સીમમાં રહેવા ચાલ્યા ગયા હતા.

ગોંડલ મંદિરમાં મોટા ભાગનાં સંતો-પાર્ષદો આ ઝેરી વાયરસમાં સપડાયા હતા. માત્ર પુરાણી સ્વામી અને નાના સંત ધર્મજીવનદાસજી એમાંથી મુક્ત હતા.

કરુણામૂર્તિ સંત પુરાણી સ્વામી સ્વભાવથી જ સેવાભાવી સંત હતા. એમણે માંદાઓની સેવા કરવાની જવાબદારી ઉપાડી લીધી.

પુરાણી સ્વામી જાતે વૈદ્યોએ બતાવેલ વિવિધ ઔષધીઓને ભેગી કરી એનો ઉકાળો કરતા અને ગાળીને દેગડું ભરતા. નાના સંત ધર્મજીવનદાસજી પાસે દેગડું ઉપડાવતા અને માંદાઓને ઉકાળો પાતા.

પુરાણી સ્વામીએ શહેરમાં રોગગ્રસ્ત માણસો માટે પણ બચાવની કામગીરી ઉપાડી હતી.

મંદિરની વાડીમા નાની નાની ઝુપડી બાંધી એમાં માંદાઓને રાખવામાં આવ્યા હતા અને સ્વામી ત્યાં એમની સારવાર કરાવતા હતા.

ધીરે ધીરે કડકડીયાના રોગનો પ્રભાવ ઓસરવા લાગ્યો.

પુરાણી સ્વામીની સેવાની બલીહારી કહો કે ભગવાન શ્રી હરિની કૃપાનો ચમત્કાર કહો. બાહેર મૃત્યુનું તાંડવ ચાલી રહ્યું હતું. માણસો ટપોટપ મરતા હતા પરંતુ મંદિરનાં સંત-પાર્ષદોને કાંઈ ન થયું. માંદા પડેલા સર્વે સંત-પાર્ષદો સાવ સાજા સારા થઈ ગયા.

## આગમનાં એંધાણ

ધીરે-ધીરે કડકડીયાનો રોગ જતો રહ્યો. રોગથી ઘેરાયેલા ગોંડલ શહેરને કળ વળી. પરંતુ માંદાની માવજત માટે પુરાણી સ્વામીએ રાત દિવસ જોયા સિવાય પરીશ્રમ ઉઠાવ્યો હતો એને પરીણામે એમની તબિયત લથડવા લાગી અને શરીરમાં ઝીણો ઝીણો તાવ આવવા લાગ્યો.

પુરાણી સ્વામી સમજી ગયા કે, 'આ તાવ તો મહારાજ તેડવા આવવાના છે એના આગમના એંધાણ સમો છે.'

સ્વામીને પોતાના શરીરના તાવની કોઈ જ ચિંતા નહોતી. તેનું મન તો હવે દેહ છોડીને ધામમાં જવા માટે તત્પર થઈ ગયું હતું.

એક બાજુ પુરાણી સ્વામીને આગમનનાં એંધાણ વર્તાઈ ચુક્યા હતા. બીજી બાજુ પુરાણી સ્વામીના હૃદય સમાન મહાન સંત સદ્‌ગુરુ નારાયણદાસજી દેરડી ગામે બિરાજતા હતા. સ્વામી કૃષ્ણચરણદાસજી સ્વામી એમની સાથે હતા.

સદ્‌ગુરુ નારાયણદાસજી અને પુરાણી સ્વામી મહાસમર્થ સંત સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના ડાબા જમણાં હાથ સમાન હતા.

પુરાણી સ્વામીએ ધામમાં જતાં પહેલા સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીને છેલ્લે-છેલ્લે મળી લેવાનો સંકલ્પ કર્યો.

એમણે નાના સાધુ ધર્મજીવનદાસજીને કહ્યું, ''સાધુરામ ! તમે કાગળ, કલમ અને ખડીયો લઈ આવો આપણે દેરડી સ્વામીને કાગળ લખવાનો છે.''

નાના સંત ધર્મજીવનદાસજી બધી સામગ્રી સાથે

ગુરુદેવ પુરાણી સ્વામી પાસે હાજર થયા.

પુરાણી સ્વામીએ સદ્‌ગુરુ નારાયણદાસજી અને સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી પ્રત્યે પત્ર લખાવતા ભારપૂર્વક જણાવ્યુ કે ''આ તાવ તેડવા આવ્યો છે, હવે અમે અન્નકુટનો ઉત્સવ અહીંયા નહિ, અક્ષરધામમાં કરીશું. માટે આ કાગળ મળે એટલે ભેળુ થાવું હોય તો વહેલાસર ગોંડલ પધારશો''

પુરાણી સ્વામીનો પત્ર લઈને માણસ દેરડી રવાના થયો. પુરાણી સ્વામીનો પત્ર સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ વાંચ્યો અને સ્વામી કૃષ્ણચરણદાસજીને પત્રની હકીકત જણાવી.

બંને સદ્‌ગુરુ સંતોને પુરાણી સ્વામી પ્રત્યે અત્યંત હેત હતું એટલે બંન્ને સંતો આશરે વીશ જેટલા સાધુઓને સાથે લઈને દેરડીથી ગોંડલ પધાર્યા.

આજ સમયે ગોંડલની ધર્મશાળાની ઓસરીમાં પાટ્ય ઉપર બેઠા બેઠા પુરાણી સ્વામી ગોંડલના સર ન્યાયાધીશ શ્રી ગણેભાઈ સાથે સત્સંગ કરી રહ્યા હતા.

તબિયતની ખબર કાઢવા આવેલા સ્વામીએ પુરાણી સ્વામીને વાતો કરતા જોયા એટલે એમણે સહેજ હસીને સ્વામી કૃષ્ણણચરણદાસજીને કહ્યું, ''જુઓ તો ખરા ! આ પુરાણી માંદગીનો કાગળ લખીને આપણને મળવા માટે ગોંડલ તેડાવે છે અને પોતે સાવ સાજા સારા હોય એમ કથાવાર્તા કરી રહ્યા છે.''

પુરાણી સ્વામી હસીને બોલ્યા, ''સ્વામી! કથાવાર્તા કરું છું એટલે માંદગી વિસરાય જાય છે.''

ભગવાન સ્વામિનારાયણે ગઢડા મધ્ય પ્રકરણના ૨૯મા વચનામૃતમાં ભગવાનની મૂર્તિને વિશે અસાધારણ સ્નેહ થયો હોય તેના લક્ષણો લખ્યાં છે. પુરાણી સ્વામીના ઉત્તરમાં એ લક્ષણ સ્પષ્ટ રીતે વર્તાય આવતા હતા.

પુરાણી સ્વામીની માંદગીના સમાચાર જૂનાગઢ પહોંચી ગયા હતા. જૂનાગઢથી પણ અનેક હેતવાળા સંતો ગોંડલ પહોંચી ગયા હતા.

## આખરે આખરી પ્રયાણ

ધનતેરસના દિવસે પુરાણી સ્વામીના શરીરમાં તાવે જોર કર્યું.

નાના-મોટા સંતો પણ સ્વામીની સેવામાં ખડે પગે રહેતા હતા.

નાના સંત ધર્મજીવનદાસજીને સ્વામીમાં અપાર હેત હતું એટલે એ સ્વામી પાસેથી ખસતા જ નહોતા.

ડૉ. ઉમિયાશંકરભાઈ ભારે મહિમાપૂર્વક ઘણા પ્રકારે ઉપચારો કરી રહ્યા હતા.

દેવપ્રસાદ સ્વામી પુરાણી સ્વામીને ઠંડા પાણીના પોતા મૂકી રહ્યા હતા પણ તાવ ઉતરવાનું નામ લેતો નહોતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામી પુરાણી સ્વામીની પાટ પાસે જ ખુરશી ઉપર બેસી માળા ફેરવી રહ્યા હતા.

અન્ય સંતો પુરાણી સ્વામીની પાટ પાસે બેસી ધુન કીર્તન કરતા હતા.

ધનતેરસની રાત્રીનું અંધારું વધારે ને વધારે ઘેરું થઈ રહ્યું હતું.

પુરાણી સ્વામીએ મહારાજની મૂર્તિમાં મન જોડી દીધું હતું અને મહારાજના આગમનની રાહ જોઈ રહ્યા હતા.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ સંતોને એકસાથે જાગવાને બદલે વારાફરતી જાગતા રહેવાની ભલામણ કરી અને કહ્યું, ''મોડી રાત થઈ ગઈ છે. માટે હમણા જે સંતો આવ્યા છે તે સેવામાં રહે અને અત્યાર સુધી જાગતા હતા તે સુઈ જાય.''

આટલું કહી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ નાના સાધુ ધર્મજીવનદાસજીની સામે જોયું અને બોલ્યા, 'સાધુરામ, તમે પણ હવે સુઈ જાવ.'

સ્વામીની આજ્ઞા થઈ એટલે નાના સંત ધર્મજીવનદાસજી પુરાણી સ્વામીની પાટથી થોડે દૂર સૂતા તો ખરા પણ ગુરુદેવમાં અપાર હેત હોવાને લીધે એમને ઊંઘ આવતી નહોતી. તેઓ થોડા આડે થયા, થોડી કાગાનિંદર આવી ત્યાં એક આઘાત જનક સ્વપ્નાએ એમની ઊંઘ ઉડાડી દીધી!

એમને સ્વપ્રમાં એવું દેખાયું કે પુરાણી સ્વામીએ દેહ છોડી દીધો છે. પુરાણી સ્વામી દેહમાંથી બહાર નીકળીને પોતાના જ શરીરની નાડી તપાસી રહ્યા છે અને પછી આકાશ માર્ગે પ્રયાણ કરી રહ્યા છે.

આવું સ્વપ્ર આવતાં જ સાધુ ધર્મજીવનદાસજી બેબાકળા થઈને બેઠા થઈ ગયા. શરીરે પરસેવો પરસેવો થઈ રહ્યો. સ્વપ્રમાં થયેલી ગુરુની વિદાયનું દુઃખ તેઓ સહન કરી શક્યા નહીં.

ઝબકીને જાગેલા ધર્મજીવનદાસજી સ્વામી આકુળ વ્યાકુળ થઈને ચારે તરફ જોવા લાગ્યા તો એમને આશ્ચર્ય થયું. કારણકે, સામે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી

પુરાણી સ્વામીની સાથે કાંઈક વાત કરી રહ્યા હતા.

સાધુ ધર્મજીવનદાસજીને થયું, 'અરે! મેં તો પુરાણી સ્વામીને ધામમાં જતા જોયા પણ સ્વામી તો હજુ હયાત છે, માટે મારા સ્વપ્નની વાત હું કોઈને કહું એ ઠીક નહિં.'

સાધુ ધર્મજીવનદાસજી આવું વિચારતા હતા એ જ સમયે સ્વામી નારાયણદાસજી બોલ્યા, 'પુરાણી લ્યો, આ નાના સાધુ જાગી ગયા. હવે અમે સ્નાન પૂજાપાઠ કરવા જઈએ.'

આટલું કહીને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્નાન-પૂજા માટે પધાર્યા.

સાધુ ધર્મજીવનદાસજી તો હજુ વિચારમાં જ મગ્ન હતા. ગુરુ તો હજુ હયાત છે અને મને આવું સ્વપ્ન કેમ આવ્યું ?

આ બાજુ આસો વદ ચૌદશનો બ્રાહ્મમૂહુર્તનો સમય થયો હતો. ધરતી ઉપરથી ધીરે ધીરે અંધારા ઓસરી રહ્યાં હતાં અને અજવાળા પથરાઈ રહ્યાં હતાં.

પુરાણી સ્વામીના મંડળના મોટેરા સંત અક્ષરપ્રિયદાસજી સ્વામી વહેલા ઉઠીને ગૌશાળામાં ગાયોની સેવા કરવા પહોંચી ગયા હતા.

સ્વામી ગૌશાળામાં ગાયોને નીરણ નાખી છાણ ભેગું કરવા લાગ્યા. એ જ સમયે એમણે આકાશમાં તેજનો લીસોટો પ્રગટ થતો જોયો.

તેજ લીસોટો આકાશમાંથી ઉતરી રહ્યો હતો. નીચે ઉતરતાંની સાથે જ એણે તેજોમય ગોળાનું રૂપ લીધું. પછી એ ગોળો ગોંડલ મંદિરના વચલા શિખર ઉપર સ્થિર થયો.

સ્વામી હવે એ તેજના ગોળામાં તેજોમય દિવ્ય વિમાનની આકૃતિ સ્પષ્ટ પણે જોઈ રહ્યા હતા અને એ દિવ્ય વિમાનમાંથી ભગવાન સ્વામિનારાયણ નીચે ઉતરી રહ્યા હતા.

આવા દિવ્ય દર્શન થતાં જ સ્વામી અક્ષરપ્રિયદાસજી પામી ગયા કે મહારાજ પુરાણી સ્વામીને ધામમાં તેડી જવા પધાર્યા છે. એમણે છાણવાળા હાથે જ ધર્મશાળા તરફ દોટ દીધી.

સ્વામી દોડતા જાય અને કહેતા જાય કે, 'મહારાજ પુરાણી સ્વામીને તેડવા પધાર્યા છે.'

આ જ સમયે પૂજામાં બેઠેલા સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીને મહારાજે તેજોમય રૂપે દર્શન દીધાં. સ્વામી તુરત જ 'મહારાજ આવ્યા, મહારાજ આવ્યા' એમ બોલતા બોલતા પૂજામાંથી ઊભા થઈ ગયા અને સેવક સંતને કહ્યું, 'તમે પૂજા સંકેલી લેજો, હું પુરાણી સ્વામી પાસે જાઉં છું.'

એક બાજુ ગૌશાળામાંથી સ્વામી અક્ષરપ્રિયદાસજી અને બીજી બાજુ આસનેથી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી બન્ને સાથે જ પુરાણી સ્વામી પાસે પહોંચ્યા.

પુરાણી સ્વામી પાટ ઉપર પરમ શાંત મુદ્રામાં પોઢ્યા હતા. નાડી અત્યંત ધીમી થઈ ગઈ હતી. બન્ને સદ્‌ગુરુ સંતોએ પાથરેલા પાથરણા એકદમ એકબાજુ કર્યા અને પુરાણી સ્વામીને ભોંય ઉપર લીધા.

નાના સાધુ ધર્મજીવનદાસજી માટે આવું દશ્ય પહેલું વહેલું હતું. તેઓ સાવ સૂનમૂન બનીને જોઈ રહ્યા હતા 'શું થઈ રહ્યું છે?' એ એમને સમજાતું નહોતું.

આખરે પુરાણી સ્વામી ધામમાં ગયા છે એ સમજ પડતાં જ ધર્મજીવનદાસજી સ્વામીની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસવા લાગ્યો. પોતાના પ્રાણપ્રિય ગુરુનો વિરહ જીરવવો એના માટે ભારે અઘરી વાત હતી.

એક બાજુ સ્વામીની અંત અવસ્થા સાંભળીને સંતો-પાર્ષદો એકદમ ભેગા થઈ ધૂન-ભજન કરવા લાગ્યા હતા.

બીજી બાજુ આભમાં પણ પ્રભાતના અજવાળા પથરાઈ ગયા હતાં.

પુરાણી સ્વામીના મુખ ઉપર અવર્ણનીય કાંતિ અને શાંતિ પથરાયેલાં હતાં. એમનું આખું શરીર તેજોમય ભાસતું હતું.

જોત જોતામાં ગોંડલમાં પુરાણી સ્વામીના અક્ષરવાસના સમાચાર વાયુવેગે પ્રસરી ચૂક્યા હતા. હરિભક્તોનો વિશાળ સમુદાય પુરાણી સ્વામીના અંતિમ દર્શન માટે મંદિરમાં ઉમટ્યો હતો.

ગોંડલ નરેશ મહારાજ ભગવતસિંહજી સ્વામીના અક્ષરવાસના સમાચાર સાંભળીને અત્યંત દિલગીર થયા અને કહેવડાવ્યું હતું કે 'સ્વામીની પાલખીને અમારા બંગલા પાસેથી લઈ જવી જેથી અમને સ્વામીના અંતિમ દર્શનનો લાભ મળે.'

નામદાર દરબાર શ્રી ભગવત્‌સિંહજીની ઈચ્છા અનુસાર સ્વામીની સ્મશાનયાત્રા એમના બંગલા પાસેથી નીકળી. ગોંડલ નરેશે આંખમાં આંસુ સાથે સ્વામીનાં દર્શન કર્યાં અને ભાવપૂર્ણ રીતે સ્વામીને અંતિમ વિદાય આપી.

સૌ સંતો હરિભક્તો ધુનભજન કરતાં કરતાં ગોંડલી નદીના કિનારે પહોંચ્યા. નદીને કિનારે પુરાણી સ્વામીના પાર્થિવ દેહનો તુલસી, ચંદનકાષ્ઠથી ગોઠવેલી ચિતામાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

એક બાજુ પુરાણી સ્વામીનો પાર્થિવ દેહ અગ્નિને સમર્પિત થઈ રહ્યો હતો તો બીજી બાજુ ઉપસ્થિત સંતો હરિભક્તોના વિશાળ સમુદાયની આંખોમાંથી

અશ્રુધારાઓ વહી રહી હતી.

પુરાણી સ્વામીના શિષ્ય કોઠારી સ્વામી કેશવપ્રિદાસજી સ્વામી ધ્રૂસકે ધ્રૂસકે રડતા હતા.

કેશવપ્રિયદાસજીને ધ્રૂસકે ધ્રૂસકે રડતા જોઈને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી એકદમ ઊભા થયા, કોઠારીની પાસે આવ્યા અને એમનો હાથ પકડી આશ્વાસન આપવા ગયા પણ ત્યાં તો સ્વામી સ્વયં ધીરજ ખોઈ બેઠા. એમને ગળે ડૂમો ભરાઈ ગયો. સ્વામી અત્યંત ગળગળા થઈ ગયા અને કાંઈ બોલી શક્યા નહિં.

સ્વામીને આમ અત્યંત દિલગીર થતા જોઈ ગોંડલ રાજ્યના કારભારી ભાણાભાઈ એકદમ સ્વામી પાસે આવ્યા અને કહ્યું, 'સ્વામી! તમે આમ ઢીલા પડી જશો તો બીજાને ધીરજ કોણ આપશે?'

ભાણાભાઈની વાત સાંભળી સ્વામી કશું જ બોલ્યા નહિં. એમણે પડખે ઉભેલા નાના સંત ધર્મજીવનદાસજીનું કાંડું પકડ્યું અને એમને ખેંચીને દૂર એક બાવળીયાના ઝાડ પાસે ઉભા રહ્યા અને ભાંગેલ હૈયે ત્યાં જ બેસી ગયા.

સ્વામીની આંખોમાંથી શ્રાવણ અને ભાદરવો વરસી રહ્યા હતા. સ્વામીને અતિ દિલગીર જોઈને ભાણાભાઈ કારભારી અને બે ચાર મોટેરા હરિભક્તો સ્વામી પાસે આવ્યા અને હાથ જોડીને બોલ્યા, 'સ્વામી આપ આમ દિલગીર ન થાવ.'

સ્વામી થોડા સ્વસ્થ થયા. ધીરજ ધારી આંસુ લૂછ્યાં, ગળું ખંખેર્યું અને બોલ્યા, 'ભાણાભાઈ! તમારી વાત સાચી છે. હું ય સમજું છું કે મારે મારું મન મજબૂત રાખવું જોઈએ. પુરાણી સ્વામીને તો ભગવાન સ્વામિનારાયણ પ્રૌઢ પ્રતાપ દેખાડીને ધામમાં તેડી ગયા છે એનો શોક કરવાનો ન હોય, એમાંય આજે જ્યારે બધાને સાંત્વના રાખવાની જવાબદારી મારી છે ત્યારે મારાથી ધીરજ ખોવાય નહિં. પરંતુ સાંભળો ભાણાભાઈ ! સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી ધામમાં ગાય ત્યારે પણ હું આટલો ઢીલો થયો નહોતો. કારણ કે તે દિવસે મારી પડખે આ પુરાણી જેવા આભને ટેકો દે તેવા સંતો હયાત હતા. પરંતુ આજે તો એય થાંભલો ભાંગ્યો, હવે આખા સત્સંગમાં નજર નાખું છું તો આવા આભને થોભ દે તેવા સંતોનો દુકાળ દેખાય છે. પુરાણી સ્વામી મારી જમણી ભુજા હતા, મારી હિંમત અને હૂંફ હતા, આજે એ ગયા એટલે મારી પણ ધીરજ ખુટી ગઈ છે.'

સદ્‌ગુરુ નારાયણદાસજીના શબ્દે શબ્દે સત્સંગનું જતન કરે એવા મહાપુરુષની ખોટ્યનો શોક વર્તાતો હતો.

ભાણાભાઈ સાથે વાત કરતા કરતા સ્વામી પાછા ઢીલા થઈ ગયા અને આગળ બોલી શક્યા નહીં.

પુરાણી સ્વામીનો અક્ષરવાસ ભલભલા જ્ઞાની મહાપુરુષોની પણ ધીરજ ખુટાડી દે તેવો હતો.

આખરે સદ્‌ગુરુ સ્વામી નારણદાસજીએ મન મજબૂત કર્યું. સર્વ સંતો હરિભક્તોને ધીરજ આપી. પુરાણી સ્વામીના મંડળના સંતોને પણ ધીરજ આપતા સ્વામીએ શીખામણના બે શબ્દો કહ્યા, 'હવે તમે બધા સંપ રાખજો અને સ્વામી અક્ષરપ્રિયદાસજીની આજ્ઞામાં રહેજો.'

## ભાચામાં ભગવાનદાસને દિવ્યરુપે દર્શન

એક સમયની વાત છે. વિક્રમ સંવત્ ૧૯૭૩ની સાલ ચાલતી હતી.

પુરાણી સ્વામી ગોંડલ મંદિર માટે ભેંસો લેવા બાબરીયાવાડ ગયા હતા અને ભગતના સમઢિયાળે રાત રોકાયા હતા. પુરાણી સ્વામીની સાથે સ્વામી દેવપ્રસાદદાસજી અને પાર્ષદ જેરામ ભગત હતા.

સમઢિયાળાથી થોડે દૂર ભાચા ગામ છે. ભાચાના શેઠ ભગવાનદાસને પુરાણી સ્વામી પ્રત્યે ભારે હેત હતું.

સ્વામી સમઢિયાળા પધાર્યા છે એ વાત માલુમ પડતાં જ શેઠ ભગવાનદાસ સ્વામીના દર્શન માટે સમઢિયાળા આવ્યા. એમણે સ્વામીને આગ્રહભરી પ્રાર્થના કરી કે 'સ્વામી આપ કોઈપણ રીતે ભાચા પધારો અને અમારા પરિવારજનો તેમજ ભાચાના ભક્તોને દર્શન આપો. અમારા માને પણ તમારા દર્શનની ખૂબ જ તાણ્ય છે.'

પુરાણી સ્વામીએ કહ્યું, 'અમારે ગોંડલ પહોંચવાની ઉતાવળ છે એટલે હમણાં ભાચા આવી શકાય તેમ નથી.'

શેઠે ખૂબ આગ્રહ કર્યો ત્યારે પુરાણી સ્વામીએ કહ્યું, 'અમે એકવાર ચોક્કસ ભાચા આવીશું અને તમારી ઈચ્છા પૂર્ણ કરીશું.'

આ રીતે સ્વામીએ શેઠને વચન આપ્યું ત્યારે ભગવાનદાસે આગ્રહ માંડી વાળ્યો.

બાબરીયાવાડના હરિભક્તોએ ગોંડલ મંદિરની સેવામાં સાત ભેંસો, ચાર ગાયો, બે બળદ, બે ઘોડા અને બાર ડબ્બા ઘી અર્પણ કર્યું હતું. તે લઈને પગે ચાલતા ચાલતા સ્વામી ગોંડલ પધાર્યા અને ત્યારબાદ થોડા સમયમાં સ્વામી ધામમાં પધાર્યા.

સ્વામીના અક્ષરવાસના સમાચાર ભાચા પહોંચ્યા અને એ સમાચાર સાંભળીને શેઠ ભગવાનદાસ અને એમના માતુશ્રી ભારે દિલગીર થયા.

શેઠે કહ્યું, 'મા! આપણા ગુરુ તો ભાચા આવવાનું વચન દીધું હતું તે પુરું કર્યા સિવાય ધામમાં પધારી ગયા. એમણે એમનું વચન પાળ્યું નહિં.'

માએ કહ્યું 'બેટા! જેવી મહારાજની મરજી.' મા એ પોતાના પુત્ર ભગવાનદાસને આશ્વાસન આપ્યું.

પુરાણી સ્વામીના મહિમાની વાતો કરતા કરતા મોડી રાત થઈ ચૂકી હતી. મા-દિકરાને પુરાણી સ્વામીના દર્શન ન થયાનો ભારે વસવસો થતો હતો. આખરે સ્વામીની વાતો કરતા કરતા જ મા દીકરો સૂઈ ગયા.

રાત્રીના ત્રણ વાગ્યાનો સુમાર થયો હતો. ત્યાં શેઠની ખડકી ખખડી અને અવાજ આવ્યો, 'ભગવાનદાસ! ખડકી ખોલો.'

ઊંઘમાંથી અચાનક જાગેલા ભગવાનદાસ આંખો ચોળતા ચોળતા બોલ્યા, 'મા! અવાજ તો પુરાણી સ્વામી જેવો લાગે છે.'

માએ કહ્યું 'બેટા! સ્વામી તો ધામમાં પધાર્યા છે, માટે સ્વામી ક્યાંથી હોય? તું ખડકી ખોલીને જોઈ લે કોણ આવ્યું છે?' ત્યાં ફરીથી અવાજ આવ્યો, 'ભગવાનદાસ! જાગો, ખડકી ખોલો.'

ભગવાનદાસને થયું. અવાજ તો ખરેખર પુરાણી સ્વામીનો જ છે.

આમ આશ્ચર્યમાં ગડમથલ કરતા ભગવાનદાસે ખડકી ખોલી તો સાચે જ સ્વામી સંત મંડળ સાથે ખડકીની બહાર ઉભા ઉભા મંદ મંદ હાસ્ય કરી રહ્યા હતા.

ભગવાનદાસે ખડકી ખોલી કે તુરત જ સ્વામીએ ફળીયામાં પ્રવેશ કર્યો.

આશ્ચર્યના સાગરમાં ડૂબેલા ભગવાનદાસ કાંઈ સમજી શક્યા નહિં. એ તો ગદ્ગદ્ કંઠે થઈને સ્વામીને દંડવત્ કરવા લાગ્યા અને બોલ્યા, 'મા! આ તો ખરેખર પુરાણી સ્વામી જ છે.'

ડોશીમાના અંતરમાં પણ આશ્ચર્યનો પાર ન રહ્યો. તેઓ દૂરથી સ્વામીનાં દર્શન કરવા લાગ્યા.

શેઠે કહ્યું, 'અરે! સ્વામી તમે અત્યારે ક્યાંથી?'

સ્વામી કહે, 'ભગવાનદાસ! અમે ઘણે દૂરથી આવીએ છીએ. અમારે મંદિરમાં ઉતારા કરવા છે તો ચાવી લાવો અને મંદિર ખોલો.'

હરખઘેલા ભગવાનદાસ ચાવી લેવા અંદર ગયા. એમના માતુશ્રીએ ઝટઝટ ચાવી આપી.

પરંતુ આ શું ? જેવા શેઠ બહાર આવ્યા તો ન મળે સ્વામી કે ન મળે સંતો!

સ્વામી મંદિરે રાહ જોતા ઉભા હશે! એમ ધારી શેઠ ઉતાવળે પગલે મંદિરે ગયા. એમણે જોયું તો મંદિરની ખડકી બંધ હતી. બહાર તાળું લટકતું હતું.

શેઠે આસપાસ દૃષ્ટિ કરી પણ એમને સ્વામી કે સંતોના દર્શન થયાં નહિં.

ભગવાનદાસ ઘરે પાછા આવ્યા અને માને બધી જ વાત કરી.

સંતો અને મહારાજનો મહિમા જેમના હૈયામાં ભરપૂર હતો એવા માતુશ્રીએ કહ્યું, 'દીકરા! આપણે રાત્રે સ્વામીને ખૂબ યાદ કર્યા અને સ્વામીનાં છેલ્લાં દર્શન ન થયાં તેનો અફસોસ કર્યો ત્યારે તું બોલ્યો હતો કે આપણા ગુરુએ વચન પાળ્યું નહિં.'

'તારી વાત સાંભળીને મહારાજને થયું કે મારા સંતના વચન ખોટા પડે એ કેમ ચાલે? એટલે મહારાજે સ્વામીને વચન પુરું કરવા માટે દિવ્ય સ્વરુપે આપણે ઘેર મોકલ્યા હશે અથવા તો મહારાજ જ સ્વામીનું રૂપ ધારીને આપણને દર્શન દેવા આવ્યા હશે!'

ખરેખર પુરાણી સ્વામીનો અક્ષરવાસ અલૌકિક હતો.

## પુરાણી સ્વામીનું શિષ્ય મંડળ

પુરાણી સ્વામીનું શિષ્ય મંડળ ખૂબ મોટું હતું. જેમાં કેટલાય સંતો જ્ઞાની અને ભજનિક હતા. કેટલાય સંતો કથાકાર, પુરાણીઓ તથા તપ અને સાધુતાથી સમ્પન્ન હતા.

પુરાણી સ્વામી સ્વયં શ્રીહરિની આજ્ઞા અને ઉપાસનામાં સારધાર હતા; પંચવર્તમાનમાં પૂરા શૂરા હતા અને પોતાના શિષ્યોને પણ એ જ રીતે વર્તાવવામાં જાગૃત હતા.

કુશળ શિલ્પી સુંદર શિલ્પ કંડારે એમ એમણે પોતાના શિષ્યોનું જીવન ઘડતર કર્યું હતું.

પુરાણી સ્વામીના મંડળમાં નીચે પ્રમાણે સંતો-પાર્ષદો હતા.

૧. સદ્ગુરુ અક્ષરપ્રિયદાસજી સ્વામી, ૨. સદ્ગુરુ ધર્મવલ્લભદાસજી સ્વામી, ૩. સદ્ગુરુ કૃષ્ણજીવનદાસજી સ્વામી(મહંત સ્વામી), ૪. સદ્ગુરુ પુરાણી પતિતપાવનદાસજી સ્વામી, ૫. સદ્ગુરુ પુરાણી વ્રજવલ્લભદાસજી સ્વામી, ૬. સદ્ગુરુ પુરાણી

સંતવલ્લભદાસજી સ્વામી, ૭. સદ્‌ગુરુ પુરાણી માધવજીવનદાસજી સ્વામી, ૮. શાસ્ત્રી ધર્મપ્રસાદદાસજી સ્વામી, ૯. પૂજ્ય દેવપ્રસાદદાસજી સ્વામી, ૧૦. પૂજ્ય નારાયણસેવાદાસજી સ્વામી, ૧૧. કોઠારી કેશવપ્રિયદાસજી સ્વામી, ૧૨. કોઠારી કૃષ્ણવલ્લભદાસજી સ્વામી, ૧૩. કોઠારી હરિજીવનદાસજી સ્વામી, ૧૪. કોઠારી નિર્ગુણજીવનદાસજી સ્વામી, ૧૫. કોઠારી જ્ઞાનજીવનદાસજી સ્વામી, ૧૬. કોઠારી નરનારાયણદાસજી સ્વામી, ૧૭. કોઠારી કેશવજીવનદાસજી સ્વામી, ૧૮. કોઠારી નંદકિશોરદાસજી સ્વામી ૧૯. સાધુ ધર્મજીવનદાસજી સ્વામી (ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ), ૨૦. સાધુ નારાયણવલ્લભદાસજી સ્વામી, ૨૧. સાધુ ધર્મપ્રિયદાસજી સ્વામી, ૨૨. સાધુ અક્ષરપુરુષદાસજી સ્વામી, ૨૩. સાધુ જગન્નાથદાસજી સ્વામી, ૨૪. સાધુ ગિરધરપ્રસાદદાસજી સ્વામી, ૨૫. સાધુ ગોવિંદપ્રસાદદાસજી સ્વામી, ૨૬. સાધુ રામસુખદાસજી સ્વામી, ૨૭. સાધુ મોહનપ્રસાદદાસજી સ્વામી, ૨૮. પાર્ષદ રામ ભગત, ૨૯. પાર્ષદ જેરામ ભગત.

**નોંધ :-** ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પાર્ષદ અરજણ ભગત તરીકે સદ્‌ગુરુ પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજી સ્વામીની સેવામાં જોડાયા ત્યાર પછીના તમામ પ્રસંગો તેઓશ્રી પ્રસંગોપાત્ આંખે દેખ્યા અહેવાલની જેમ જણાવતા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની પ્રકૃતિ અત્યંત ધીર ગંભીર હતી છતાં પણ તેમને ગુરુદેવ પુરાણી સ્વામી પ્રત્યે અત્યંત સ્નેહ હોવાથી આ બધા પ્રસંગો સંભારતી વખતે ગળગળા થઈ જતા. એમની વાતમાં સદ્‌ગુરુઓ પ્રત્યેનો અપાર મહિમા અને સ્નેહ નીતરતો હતો.

**સાભાર વિશેષ નોંધ :-** જેમનાં જન્મથી જનની અને જન્મભૂમિ બંને પ્રસિદ્ધ બની જાય છે એવા સંતો-ભક્તોની આ સદ્‌ગુરુ ગાથામાં આપણા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીનાં ગુરુ પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજી સ્વામીનું સંત જીવન આલેખતા હરખ અને ધન્યતાની લાગણી પ્રગટે છે.

આ સંતવર્યનાં સત્સંગ સેવાપરાયણ જીવન પ્રસંગોને સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મવલ્લભદાસજી સ્વામીએ બ્રહ્મનીષ્ઠ સંતો પુસ્તકમાં આલેખ્યા છે. ત્યારબાદ પરમ પૂજ્ય પુરાણી સ્વામી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામીએ પુરાણી સ્વામીનું જીવન લખ્યું હતું. પુરાણી સ્વામીએ લખેલ આ જીવનપ્રસંગોને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે વાંચ્યા હતા અને પુસ્તકરૂપે પ્રકાશિત કરવાની આજ્ઞા કરી હતી.

ગુરુદેવની આજ્ઞા મુજબ સ્વામી લક્ષ્મીનારાયણદાસજીએ સંકલિત કર્યા હતા અને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ રાજકોટ દ્વારા સંવત્ ૨૦૪૬ના રથયાત્રાનાં (ગુરુદેવનાં જન્મદિને) મંગલ દિવસે પુસ્તક રૂપે પ્રકાશિત કર્યા હતા.

'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' ઉપક્રમે એ પ્રસંગોને ફરીથી સંકલિત કરીને ગુરુકુલ દર્શનમાં પ્રકાશિત કરતા હર્ષ અનુભવીએ છીએ.

# સમાચાર દર્શન

## રથયાત્રા

અષાઢ સુદ બીજ, રથયાત્રાના પવિત્ર દિવસે ભગવાન શ્રી જગન્નાથજી સુભદ્રાજી તથા બલભદ્રજી સાથે ભક્તોને દર્શન આપવા નગર યાત્રાએ પધારતા હોય છે. સમગ્ર દુનિયામાં જ્યાં જ્યાં શ્રદ્ધાળુઓ વસતા હોય છે ત્યાં ત્યાં ભગવાનની નગરયાત્રા નિકળતી હોય છે. આ યાત્રા પાછળ ભક્તનો એવો ભાવ હોય છે કે ભગવાન આપણો જીવનરથ ચલાવે છે ત્યારે આપણે પણ ભગવાનના રથને આનંદ ઉત્સવ સાથે ચલાવી આપણો ભક્તિભાવ ભગવાનને અર્પણ કરીએ. આવા શુભ હેતુથી દરવર્ષે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ દ્વારા સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના માર્ગદર્શન મુજબ પ્રાર્થના ભવનમાં વિરાજમાન ભગવાન જગન્નાથજીની રથયાત્રાનું ભવ્ય આયોજન કરવામાં આવે છે.

રથયાત્રાના પ્રારંભે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીના હસ્તે ભગવાન શ્રી જગન્નાથજી, સુભદ્રાજી તથા બલભદ્રજીનું ષોડશોપચાર પૂજન કરવામાં આવ્યું હતું. અમદાવાદના મેયર શ્રી અસીતભાઈ વોરા, ભૂપેન્દ્રભાઈ ચુડાસમા વગેરે મહાનુભાવોએ પહીંદ વિધિ કરી રથયાત્રાનો પ્રારંભ કરાવ્યો ત્યારે ભગવાનના જયનાદ 'જય રણછોડ, માખણચોર'ના નારાથી ગુરુકુલનું વાતાવરણ ગુંજી ઉઠ્યું હતું.

રથયાત્રામાં આગળ ગુરુકુલના વિદ્યાર્થીઓ અશ્વો ખેલાવી રહ્યા હતા તેની પાછળ રાસમંડળી, શરણાઈ મંડળી, વિવિધ નયનરમ્ય ફ્લોટો, ગુરુકુલના આદ્ય સંસ્થાપક ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની ચિત્ર પ્રતિમાનો રથ, ભજન મંડળી તથા હજારો હરિભક્તો જોડાયા હતા. ભક્તજનો રથયાત્રાના માર્ગમાં ભાવિકોને મગ, જાંબુ, ખારેક, ચોકલેટ વગેરેની પ્રસાદી વહેંચી રહ્યા હતા. બપોરે ૩-૩૦ વાગ્યે પ્રારંભ થયેલી રથયાત્રા ગુરુકુલ રોડ, સુભાષચોક, મેમનગર માનવ મંદિર થઈ આઠ વાગ્યે ધામધુમથી ગુરુકુલમાં પહોંચી હતી.

રથયાત્રાના સમાપન પ્રસંગે ભગવાનની આરતી બાદ યોજાયેલી સભામાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીની જન્મજયંતિ હોવાથી સૌએ પૂજન કરી ભાવવંદના અર્પણ કરી હતી. આ રથયાત્રામાં ગુરુકુલ વિસ્તારમાં આવેલી વિવિધ ધર્મસંસ્થાઓ, સામાજિક સંસ્થાઓનો સહયોગ પ્રાપ્ત થયો હતો.

## ગુરુપૂર્ણિમા મહોત્સવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી ખાતે તારીખ ૩ જુલાઇના રોજ અનેરા ઉત્સાહ, ઉમંગ અને ભક્તિભાવ પૂર્ણ ગુરુપૂર્ણિમા મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. ગુરુમહિમાના ભક્તિપદોના ગાન સાથે પ્રારંભ થયેલ ઉત્સવમાં સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ વેદમંત્રોના ગાન સાથે ભગવાન શ્રી સ્વામિનારાયણનું પૂજન કરી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી સ્વામી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગી સ્વામીની પ્રતીમાનું ભાવપૂજન કર્યું હતું.

આજરોજ વિદેશ યાત્રાથી પધારેલા સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીનું પૂજન સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સહુ સંતોએ કર્યું હતું. ત્યારબાદ સદ્‌ગુરુ પૂજન માટે પધારેલા દરેક હરિભકતોએ શ્રીફળ-સાકર તેમજ ફૂલ, કાજુ, બદામ, કિસમિસ, ચોકલેટ, મમરા, મગફળી, તલ, વગેરે વસ્તુઓના હાર બનાવી ભાવથી પૂજ્ય સ્વામીજીનું પૂજન કર્યું હતું.

ગુરુ પૂજન માટે પધારેલા ભક્તજનોને પૂજ્ય સ્વામીજીએ શુભાશીર્વાદ પાઠવતા જણાવ્યું હતું કે 'આજનું પર્વ એ વ્યાસ પર્વ છે. વ્યાસ ભગવાને અઢાર પુરાણની રચના કરીને ભારતીય સંસ્કૃતિને અને વેદને જીવંત રાખેલ છે. વળી વેદના રહસ્યને નાનામાં નાના માણસના કાન સુધી પહોંચાડનાર હોય તો ભગવાન વેદવ્યાસ છે, જેણે વેદનું તમામ રહસ્ય શ્રીમદ્ ભાગવત તેમજ વિષ્ણુ પુરાણ આદિ પુરાણો દ્વારા જન જન સુધી પહોંચાડ્યું છે. આજે ભારતના વિકાસમાં જેણે બહુમૂલ્ય યોગદાન આપેલ છે એવા સંતોના પૂજનનો દિવસ છે.'

આ પ્રસંગે સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતુ કે 'ગુરુકુલમાં ઉજવાતા મહોત્સવમાં આપ સૌ મોટી સંખ્યામાં હાજર રહી લાભ લો છો તેમાં અમારા પ્રત્યેની લાગણીના દર્શન થાયછે. આપ સર્વ જાણો છો કે આગામી ડીસેમ્બર માસમાં અખંડ ભગવદ્ પરાયણ પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં સદ્‌ગુરુ મહોત્સવ ઉજવવાનો છે તેમાં સૌ કોઇ તન, મન અને ધનથી સેવાનો લાભ લેજો.' પુલ્હાશ્રમ-છપૈયાની યાત્રાએથી સદ્‌ગુરુ પુરાણી ભકિતપ્રકાશદાસજી સ્વામીએ ટેલિફોનથી સૌ હરિભકતોને શુભાશીર્વાદ આપ્યા હતા. આ પ્રસંગે ગુરુ પૂજનમાં પધારેલા તમામ ભક્તજનોને કચ્છના હરિભકતો તરફથી રસ-પુરીનો પ્રસાદ રાખવામાં આવ્યો હતો.

## પુલ્હાશ્રમની યાત્રા

તારીખ ૨૨ જૂન થી ૫ જૂલાઇ દરમિયાન સદ્‌ગુરુ પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી સંતમંડળ તેમજ હરિભક્તો સાથે ભગવાન સ્વામિનારાયણની તપોભૂમી તથા ભારતવર્ષનું પુરાતનીય પવિત્ર તીર્થ પુલ્હાશ્રમની પાવન યાત્રાએ પધાર્યા હતા. અષાઢ શુદિ એકાદશીના દિવસે નિલકંઠ વર્ણિએ ચાર માસ પર્યંત ઉગ્ર તપ શરુ કર્યું હતું એજ પવિત્ર દિવસે અહીં વહેતી ગંડકી નદીની ૧૦૮ ધારામાં ઠાકોરજીનો અભિષેક તથા સ્નાન કરી મુક્તિનાથ ભગવાનના સાનિધ્યમાં વેદોક્ત વિધિથી ત્રણ કલાક સુધી મહાવિષ્ણુયાગનું આયોજન કરવામાં આવ્યું હતું. આ ઉપરાંત ભગવાન શ્રી સ્વામિનારાયણની જન્મભૂમી છપૈયા ખાતે પણ યજ્ઞ-અનુષ્ઠાનનું આયોજન કરવામાં આવ્યું હતુ. નિર્વિધ્નપણે પૂર્ણ થયેલી આ યાત્રામાં સંતો સાથે વલ્લભભાઇ બાબરિયા, ધીરુભાઇ અસ્વાર, ગોવિંદભાઇ બારસિયા, કાનભાઇ બારસિયા, લાલભાઇ પટેલ, કિશોર મહારાજ વગેરે જોડાયા હતા.

## પ્રશિક્ષણ શિબિર

સારાયે ભારતમાં સંસ્કૃતના પ્રચાર-પ્રસાર માટે તથા લોકો સરળ રીતે સંસ્કૃતમાં બોલતા થાય તેવા શુભ હેતુથી ભારત સરકાર માન્ય 'રાષ્ટ્રિય સંસ્કૃત સંસ્થાન ન્યુ દિલ્હી' દ્વારા ભારતના દરેક રાજ્યોમાં સંસ્કૃત સંભાષણના વર્ગો ચલાવવામાં આવે છે. આ સંસ્કૃતના વર્ગો ચલાવવા શિક્ષકો માટે સંસ્કૃત શિક્ષક પ્રશિક્ષણની શિબિરો યોજાય છે. આ અનુસંધાને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ ( SGVP) છારોડી સંચાલિત દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય ખાતે તા.૧૧ જુનથી ૧ જુલાઇ સુધી ૨૧ દિવસીય સંસ્કૃત શિક્ષક પ્રશિક્ષણ શિબિર યોજાઇ હતી. આ શિબિરમાં ગુજરાત, રાજસ્થાન, જમ્મુ-કાશ્મીર, મધ્યપ્રદેશ બિહાર વગેરે રાજ્યોમાંથી શિક્ષકોએ ભાગ લીધો હતો.

આ શિબિર સમાપન સમારોહમાં મુખ્ય અતિથી તરીકે સંસ્કૃત નાટક અને સાંસ્કૃતિક ક્ષેત્રના માંધાતા શ્રી ઘનશ્યામભાઈ ત્રિવેદી તથા પંજાબ સંસ્કૃત યુનિવર્સીટીના ઈન્દ્રમોહનસીંગ તથા વાય. એસ. રમેશજી ઉપસ્થિત રહ્યા હતા. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના શુભ આશીર્વાદ સાથે તમામ શિબિરાર્થીઓને પૂજાની શાલ, બેગ, સર્ટિફીકેટ તેમજ સ્મૃતિ ચિન્હ અર્પણ કરવામાં આવ્યા હતા.

આ પ્રશિક્ષણ શિબિરમાં પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજી, પ્રાધ્યાપક શ્રી લક્ષ્મીનારાયણજી, અર્જુનાચાર્યજી, સુરેશભાઈ શાસ્ત્રી, વનરાજભાઈ ધાખડા, સુભાષ વસોયા, યોગેશ પંડ્યા, ભગીરથ ત્રિવેદી, ગોવિંદભાઈ બાંટવા વગેરેએ ખૂબજ સેવા આપી હતી.

## મહિલા મંડળ દ્વારા ધૂનના આયોજનો

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર દ્વારા સંચાલિત શ્રી ભક્તિ મહિલા મંડળ દ્વારા સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે અમદાવાદ, જેતલપુર,વડતાલ, ધોળકા, ગઢડા, જુનાગઢ, જેતપુર, મુળી, ભૂજ વગેરે તીર્થ સ્થાનોમાં બે-બે કલાકની અખંડ ધૂન કરવામાં આવી હતી. આ ઉપરાંત ગઢડા તથા ભૂજ ખાતે ઠાકોરજીના થાળ, રસોઈ તથા ભક્તચિંતામણી તેમજ ચરિત્રગ્રંથોના પાઠ કરવામાં આવ્યા હતા. શ્રી ભક્તિ મહિલા મંડળના બહેનો અમદાવાદના વિવિધ વિસ્તારોમાં નિમંત્રણ આપનારના ઘરે બે કલાકની ધુન કરવા પધારે છે. આ ઉપરાંત જનમંગલના પાઠ પણ કરવામાં આવે છે તથા સંપ્રદાયના અન્ય તીર્થોમાં પણ ધુનના આયોજનો કરવામાં આવ્યા છે.

# સત્સંગ યાત્રા, લંડન

## શ્રીમદ્ સત્સંગિજીવન કથાપારાયણ - ઈસ્ટ લંડન

શ્રી કચ્છ સત્સંગ સ્વામિનારાયણ મંદિર - ઈસ્ટ લંડન ખાતે ૧૮ થી ૨૪ જૂન, ૨૦૧૨ દરમ્યાન શ્રીમદ્ સત્સંગિજીવન કથાપારાયણનું આયોજન કરવામાં આવ્યું હતું. આ કથા દરમ્યાન શ્રી ઘનશ્યામ પ્રાગટ્યોત્સવ, અન્નકૂટોત્સવ, ઠાકરથાળી, ભજનસંધ્યા વગેરે અનેકવિધ આયોજનો કરવામાં આવ્યા હતા.

આ કથા દરમ્યાન પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજી ભગવાન શ્રી સ્વામિનારાયણના દિવ્ય ચરિત્રોનું શ્રવણ કરાવ્યું હતું. કથાનું શ્રવણ કરવા માટે ખુબ જ મોટી સંખ્યામાં ભક્તજનો ઉપસ્થિત રહ્યા હતા.

વેલજીભાઈ વેકરીયા પરિવારના યજમાનપદે આ કથાનું આયોજન કરવામાં આવ્યું હતું. તેમના સુપુત્રો શ્રી કલ્યાણભાઈ, શાંતિભાઈ તથા રવજીભાઈ વગેરે પરિવારજનોએ ખુબ જ ઉત્સાહપૂર્વક કથાનો લાભ લીધો હતો.

## શ્રીમદ્ ભાગવત કથાપારાયણ - કેન્ટન, હેરો

અ.નિ. શશીભાઈ લાલજીભાઈ હિરાણી તથા અ.નિ. રામજીભાઈ કરશનભાઈ હિરાણી વગેરે પરિવાર જનોની પવિત્ર સ્મૃતિમાં પ.ભ. શ્રી લાલજીભાઈ રામજીભાઈ હિરાણી, ગં.સ્વ. મધુબેન શશીભાઈ હિરાણી, ચિ. નિખિલ તથા કુમારી વિયા તથા શ્રી રવજીભાઈ તથા શ્રી નવિનભાઈના યજમાનપદે સપ્તદિનાત્મક શ્રીમદ્ ભાગવત કથાપારાયણનું આયોજન શ્રી કચ્છ સત્સંગ સ્વામિનારાયણ મંદિર, હેરો - લંડન ખાતે મંદિરના સર્વ નાના-મોટા કાર્યકર્તાઓના સહકારથી તા. ૨૬/૬/૧૨ થી ૧/૭/૧૨ દરમ્યાન કરવામાં આવ્યું હતું.

આ પારાયણ દરમિયાન પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજી ભાગવતજીના અનેક પ્રસંગોને આધારે વર્તમાન પરિસ્થિતિને અનુસારે ભક્તજનોને પ્રેરણાત્મક કથામૃતનું રસપાન કરાવ્યું હતું. કથા શ્રવણ કરવા માટે ખુબ જ મોટી સંખ્યામાં ભક્તજનો સવાર-સાંજ એકત્ર થતા હતા.

## ગુરુપૂર્ણિમા પ્રસંગે સદ્‌ગુરુ પુજન

લંડનમાં નિવાસ કરતા ગુરુકુલ પરિવારના ભક્તજનો, ભૂતપુર્વ વિદ્યાર્થીઓ તથા સ્નેહિજનો દ્વારા તા.૧જુલાઈ, રવિવારના રોજ પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં ગુરુપુર્ણિમા પ્રસંગે સદ્‌ગુરુ પુજનનું આયોજન કરવામાં આવ્યું હતું.

સભાના પ્રારંભે ઠાકોરજીના પૂજન બાદ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રીજી મહારાજનું પૂજન કરવામાં આવ્યું હતું.

આ પાવન પ્રસંગે સમસ્ત ગુરુકુલ પરિવારના ગુરૂસ્થાને બિરાજમાન પૂજ્યપાદ્ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીનું સર્વે સંતો તથા હરિભક્તોએ વિશેષ પુજન કર્યું હતું.

ગુરુપૂજન બાદ પૂજ્ય સ્વામીએ પોતાના આશીર્વચન દરમ્યાન સમસ્ત ગુણાતીત પરંપરાના મહાન સંતોના જીવન ચરિત્રનું વર્ણન કરીને ગુરુજનો પ્રત્યે અનન્ય નિષ્ઠાનું મહત્વ સમજાવ્યું હતું.

આ સમસ્ત પ્રસંગના યજમાનપદે શ્રી ગોવિંદભાઈ કરશનભાઈ રાઘવાણી તથા શ્રીમતિ કાંતાબેન રવજીભાઈ હિરાણીએ લાભ લીધો હતો. સભા બાદ સર્વે ભક્તજનોને મહાપ્રસાદની વ્યવસ્થા કરવામાં આવી હતી.

## કાર્ડિફ ખાતે કાર્યક્રમ 'આપણો વારસો'

તા. ૭ જુલાઈ, ૨૦૧૨ના રોજ લલકાર સુર મંદિર તથા શ્રી કચ્છી લેવા પટેલ સમાજ-કાર્ડિફ દ્વારા 'આપણો વારસો' કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું. આ કાર્યક્રમમાં લંડન સ્થિત શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવારના યુવાન ભાઈઓ તથા બહેનોએ સુંદર સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કર્યો હતો અને દર્શકોને મંત્રમુગ્ધ કર્યા હતા. સાંસ્કૃતિક કાર્યક્રમના મધ્યભાગમાં પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પધારીને ભક્તજનોને ભારતીય સંસ્કૃતિના અમુલખ વારસાને જાળવવા પ્રેરણાત્મક વાતો કરી હતી.

પૂજ્ય સ્વામીજીએ આ અંગે જણાવ્યું હતું કે, વિદેશની ધરતી ઉપર જ્યારે સમય અને સાધનોની ભારે મુશ્કેલીઓ હોય છે ત્યારે આ ભાઈ-બહેનોએ રાત્રી દિવસ મહેનત કરીને ભારતીય સંસ્કૃતિને ઉજાગર કરનાર આવો સુંદર કાર્યક્રમ કર્યો તે બદલ તે સર્વને હાર્દિક અભિનંદન છે. આ કાર્યક્રમને માણવા માટે ખુબ જ મોટી સંખ્યામાં ભાઈ-બહેનો ઉપસ્થિત રહ્યા હતા અને મોડી રાત સુધી સૌએ કાર્યક્રમને હૃદયથી માણ્યો હતો. આ આયોજનને સફળ બનાવવા માટે સમાજના પ્રમુખશ્રી રમેશભાઈ, શ્રી વિશ્રામભાઈ, શ્રી અરવિંદભાઈ, શ્રી પ્રવિણભાઈ તથા શ્રી પ્રદ્યુમ્ન કુમાર, મનસુખભાઈ, માહિર વગેરે યુવાન ભાઈ-બહેનોએ ખુબ જ શ્રદ્ધાપુર્વક સેવાઓ બજાવી હતી. કાર્ડિફના બહેનોએ આ પ્રસંગે ખુબ જ સારો સહકાર આપ્યો હતો.

## સત્સંગ સભા : લેસ્ટર

તા. ૧૦/૭/૧૨ના રોજ શ્રી સનાતન મંદિર - લેસ્ટર મુકામે સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સત્સંગ સભામાં લેસ્ટરના કાઉન્સેલર શ્રી રશ્મિકાંતભાઈ જોષી, આર.એસ.એસ.ના અગ્રણી શ્રી પ્રવિણભાઈ રૂપારેલીયા, સનાતન મંદિરના પ્રમુખશ્રી રમણભાઈ તથા વિશ્વ હિન્દુ પરિષદના અગ્રણીઓ તેમજ જયસુખભાઈ ગાંધી, ચીમનભાઈ મહેતા, મનુભાઈ મહેતા, હિરાભાઈ મહેતા તેમજ અનેક અગ્રણી શ્રેષ્ઠીઓ, ભાવિક ભક્તજનો વગેરે આગેવાનો પણ ઉપસ્થિત રહ્યા હતા.

સમસ્ત ભારતીયોને ભલામણ કરતા પૂજ્ય સ્વામીએ જણાવ્યું હતું કે, ''અત્યારનો સમય વિભિન્ન રીતે કાર્ય કરવાનો નથી. અત્યારનો સમય સમસ્ત હિંદુ મિત્રોએ ભેગા મળીને સાથે કાર્ય કરવાનો છે. એમાં આપણા સૌની અસ્મિતા જળવાયેલી રહેશે.

આ કાર્યક્રમને સફળ બનાવવામાં યોગેશભાઈ ગાંધી, હરિભાઈ જેઠાભાઈ વાઢેર, રોહિતભાઈ ત્રિવેદી, હસમુખભાઈ વાઢેર વગેરે ભાઈ-બહેનોએ ખુબ જ સારી જહેમત ઉઠાવી હતી.

## આગામી આયોજન

| | |
|---|---|
| ● ૧ થી ૭ ઓગસ્ટ | **જ્ઞાનસત્ર**, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ |
| ● ૧૦ ઓગસ્ટ, શુક્રવાર | **જન્માષ્ટમી, શ્રીકૃણ પ્રાગટ્યોત્સવ** રાત્રે ૯:૩૦ થી ૧૨:૩૦ (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |
| ● ૧૩ ઓગસ્ટ, સોમવાર | **અજા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |
| ● ૨૫ ઓગસ્ટ, શનિવાર | **શ્રીહરિ જયંતી**, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |
| ● ૨૬ ઓગસ્ટ, રવિવાર | **સમુહ મંત્રલેખન** |
| ● ૨૭ ઓગસ્ટ, સોમવાર | **કમલા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |

### એક્યુપ્રેસર સારવાર કેન્દ્ર

શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે નિષ્ણાંત તબીબો દ્વારા શરીરના જટીલ રોગો જેવાકે ઘૂંટણ-સોલ્ડરના દર્દો, માઈગ્રેન, કબજીયાત, પેટના દર્દો વગેરેની એક્યુપ્રેસર સારવાર વિનામુલ્યે આપવામાં આવે છે.

સમય :- સોમવાર, બુધવાર, શુક્રવાર,
સાંજે ૫:૦૦ થી ૬:૦૦

## ગુરુકુલમાં રસોઇ

| અમદાવાદ ગુરુકુલ | છારોડી ગુરુકુલ |
|---|---|
| શ્રી માવજીભાઈ ખેતાભાઈ પટેલ, અમદાવાદ | શ્રી મહેશભાઈ ધનજીભાઈ બાળધા, અમદાવાદ |
| શ્રી ગોપીનાથ યુવક મંડળ | શ્રી ઘનશ્યામભાઈ ખુંટ, અમદાવાદ |
| શ્રી રાજદેવ જસવંતભાઈ બ્રહ્મભટ્ટ | શ્રી ભીખુભાઈ બાબુભાઈ સુતરીયા, ફાટસર |
| શ્રી ડો. હરિશભાઈ ઠક્કર | શ્રી અમરસિંહભાઈ લવજીભાઈ પટેલ, અમદાવાદ |

# જ્ઞાનસત્ર-૩૬

-: પ્રારંભ :-
તા. ૧-૮-૧૨ બુધવાર
શ્રાવણ સુદ-૧૪

-: પૂર્ણાહુતિ :-
તા. ૭-૮-૧૨ મંગળવાર
શ્રાવણ વદ-૫

-: કથા સમય :-
સવારે ૮:૩૦ થી ૧૧:૩૦ - સાંજે ૪:૦૦ થી ૬:૩૦

વ્હાલા ભક્તજનો,

ભગવાન શ્રી સ્વામિનારાયણે વચનામૃતમાં કહ્યું છે કે, 'સર્વે પરમહંસ તથા સર્વે સત્સંગી જ્ઞાનયજ્ઞ કરતા રહેજો અને એમ ને એમ જ્ઞાનયજ્ઞ કરતા કરતા જ્યારે પોતાનું સ્વરૂપ જે બ્રહ્મ તેને વિષે પરબ્રહ્મ ભગવાન સાક્ષાત્કાર દેખાય, એ જ જ્ઞાનયજ્ઞનું ફળ છે.

ઈષ્ટદેવના આ વચનોને સાર્થક કરવા સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક ગુરુદેવ પરમ પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે જ્ઞાનસત્રની પરંપરા સ્થાપિત કરેલ છે. આ પરંપરાને અનુસરતા આ વર્ષે પવિત્ર શ્રાવણ માસમાં ૩૬મા જ્ઞાનસત્રનું આયોજન કરવામાં આવ્યું છે.

૩૬મા જ્ઞાનસત્ર પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સંતો શ્રીમદ્ સત્સંગિજીવનની કથાનું રસપાન કરાવશે. આ ઉપરાંત પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, પ. પૂ. પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી તથા યુવાન સંતો વિવિધ વિષયો ઉપર વ્યાખ્યાનમાળાનો લાભ આપશે.

પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા અન્ય સંતોના મુખે ભગવદ્ કથામૃતનું રસપાન કરવા તેમજ પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી જેવા પવિત્ર સંતોના દર્શન તેમજ કથાશ્રવણ કરી પોતાના આત્માને ધન્ય બનાવવા હાર્દિક નિમંત્રણ પાઠવીએ છીએ.

## મુખ્ય યજમાન

શ્રી ડાહ્યાભાઈ ભગવાનભાઈ પટેલની પ્રેરણાથી શ્રીમતિ ચંદ્રીકાબેન વિનોદભાઈ પટેલ
હ. સુપુત્ર કૌશલ તથા સુપુત્રી અર્પિતા

## સહ યજમાન

- અ.નિ. શ્રી દેવરાજભાઈ હરજીભાઈ મુળજીભાઈ વરસાણીની સ્મૃતિમાં હ. ગં.સ્વ. ધનબાઈ દેવરાજભાઈ વરસાણી, ગામ-ભારાસર
- શ્રી વિરજીભાઈ હરદાસભાઈ દેસાઈ હ. ગં.સ્વ.પાર્વતીબેન વિરજીભાઈ દેસાઈ
- અ.નિ. સેજલબેન ભાવેશભાઈ દુધાત સ્મૃતિમાં હ.શ્રી ભાવેશભાઈ લાલજીભાઈ દુધાત - બળેલ પીપરીયા
- શ્રી હિતેશભાઈ પ્રાગજીભાઈ કાથરોટીયા - મોતીસર
- અ.નિ જયાબેન શનાભાઈ બોરસદીયાની સ્મૃતિમાં હ. શ્રી અજીત કેશુભાઈ પટેલ - રાજકોટ

## જ્ઞાનસત્ર કાર્યક્રમ

તા. ૧-૮-૧૨ બુધવાર, સાંજે ૦૪:૦૦ કલાકે
પોથીયાત્રા તથા કથા પ્રારંભ

તા. ૨-૮-૧૨ ગુરુવાર, સવારે ૧૦:૦૦ કલાકે
સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં રક્ષાબંધન પર્વની ઉજવણી

તા. ૫-૮-૧૨ રવિવાર, સવારે ૦૯:૦૦ થી ૧૨:૦૦
રક્તદાન કેમ્પ, યુરોલોજીકલ કેમ્પ

## રાત્રી કાર્યક્રમ : ૯:૦૦ થી ૧૧:૩૦

તા. ૨-૮-૧૨ ગુરુવાર, મહિલામંચ
તા. ૩-૮-૧૨ શુક્રવાર, પ.પૂ.પુ.શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી
તા. ૪-૮-૧૨ શનિવાર, સાંસ્કૃતિક કાર્યક્રમ - અમદાવાદ
તા. ૫-૮-૧૨ રવિવાર, ઠાકરથાળી તથા દિવ્ય રાસોત્સવ
તા. ૬-૮-૧૨ સોમવાર, લોકસાહિત્યકાર

**સ્થળ : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ. સંપર્ક : +૯૧ ૯૮૨૫૨ ૧૦૦૯૬**

રથયાત્રાનો પ્રારંભ કરાવતા સંતો તથા મહાનુભાવો

રથયાત્રાના દર્શને ઉમટેલા ભાવિક ભક્તજનો

રથયાત્રા પૂર્ણાહુતી પ્રસંગે આરતી દર્શન

મુક્તિનાથ ભગવાનના દર્શને પુરાણી સ્વામી તથા ભક્તો

છપૈયા ધામમાં મહાવિષ્ણુયાગ કરતા સંતો-ભક્તો

ગુરુપૂર્ણિમા મહોત્સવ, વડતાલ

અમદાવાદ ગુરુકુલના તેજસ્વી વિદ્યાર્થીઓનું સન્માન

ભક્તિ મહિલા મંડળ દ્વારા તીર્થસ્થાનોમાં ધૂન

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

# ગુરુપૂર્ણિમા મહોત્સવ

મહોત્સવ પ્રારંભે શ્રીહરિ તથા સદ્‌ગુરુઓનું પૂજન

સદ્‌ગુરુ સંતોનું પૂજન કરતા ગુરુકુલના ટ્રસ્ટીશ્રીઓ

મહોત્સવમાં ગુરુપૂજન કરવા પધારેલા ગુરુકુલ પરિવારના ભક્તજનો

પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીનું પૂજન કરતા બાલકૃષ્ણદાસજી સ્વામી

સદ્‌ગુરુ સંતોનું પૂજન કરતા અભ્યાસ કરનારા સંતો